# કમળ-કાન્તા.

નાટક ત્રીઅંકી.

પોરબંદર બુદ્ધિપ્રકાશ મંડળી માટે.

રચી પ્રસિદ્ધ કરનાર
પોરબંદરના રહીશ.
ઠ. કાહાનજી વિ. માધવજી. રત્નગ્રાહી

આવૃતિ ૧ લી.

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યું.
સંવત ૧૯૪૭ સને ૧૮૯૧
કિંમત આના દશ.

# કમળ-કાન્તા.

## નાટક ત્રીઅંકી.

પોરબંદર બુદ્ધિપ્રકાશ મંડળી માટે.


રચી પ્રસિદ્ધ કરનાર

પોરબંદરના રહીશ.

ઠ. કાહાનજી વિ. માધવજી. રત્નગ્રાહી



આવૃતિ ૧ લી.

**અમદાવાદ.**

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં

" એંગલો વનાકયુર પ્રીન્ટીંગ પ્રેસમાં "

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

સંવત ૧૯૪૭     સને ૧૮૯૧

કિંમત આના દશ.

# अर्पणपत्रिका.

સ્વસ્થાન શ્રી પોરબંદરના માહારાણા શ્રીના ભાયાત વાઢોડા દરબાર જેઠા વા પુંજાજી ગોવાળભાઈની સેવામાં.

મુ. છાંયા.

આપને નાટક વાંચવાનો શોખ અને આ-
શ્રય આપવાની ઔદાર્યતા, તેમજ
મારા પ્રતિ અપુર્વ પ્રીતિના
પ્રવાહમાં તલ્લિન થ-
ઈ આ લઘુ પુસ્તક
આપને અ-
ર્પણ ક-
રૂં છું.
શ્રી

હું છું
આપનો હિતેચ્છુ મિત્ર

પોરબંદર } ઠા. કાહાનજી વિ. માધવજી.
૨૫-૪-૯૧ } રત્નગ્રાહી. કર્ત્તા.

# પ્રસ્તાવના.

ચાલુ જમાનામાં સંગીત કળાનો તેમજ રમુજી નાટકો અને વાર્તાનો શોખ આર્ય બંધુઓમાં દિન પ્રતિદિન વધતો જાય છે. તેમાં ઉમેરો કરવાને મારી શક્તિ પ્રમાણે **"કમળ-કાન્તા"** નામનું નાટકનું પુસ્તક વીર, કરૂણા અને શ્રુંગાર રસથી ભરપુર તૈયાર કરવામાં આવ્યું છે. જેની અંદર રાજાએ પ્રજા પ્રતિ કેવી રીતે વર્તવું, દુષ્ટ પ્રધાન રાખવાથી રાજ્યની કેવી ખરાબી થાય છે, પુત્ર પ્રતિ માતાનો કેવો પ્રેમ છે, પુત્ર કેવા જોઈએ, સતિ સ્ત્રીએ પોતાનું સત્ય કેવી રીતે જાળવવું, દુઃખ વખતે કેવી રીતે રેહેવું, મિત્રો કેવા જોઇએ, ખરાબ મિત્રથી કેવી હાની થાય છે. વિગેરે સંસાર સુધારાને લગતિ ઘણી બાબતો સમાવેલીછે. તે આ પુસ્તક વાંચ્યાથી આપની દૃષ્ટિ સમક્ષ તેનો આબેહુબ ચિતાર નજરે આવશે. ઉપરાંત આ નાટકમાં સાદી અને સરલ ભાષા લીધી છે, જેથી સાધારણ બુદ્ધિનો માણસ પણ સેહેલાઇથી સમજી શકે.

મારા પરમ સ્નેહી મીત્ર પરિખ. ચંદુલાલ લાલચંદે તથા ઠકર જેરામ જાદવજીએ ચાહકો કરવામાં જે મેહેનત લીધી છે તેને માટે તેમનો તથા પ્રુફસીટ તપાસવામાં મંગળજી ઝીણાએ જે મદદ કરી છે તેનો હું આ પ્રસંગે અંતઃકરણ પૂર્વક આભાર માનુ છું.

આ પુસ્તકમાં જે સાહેબોએ પોતાનાં સ્મારક નામો

અગાઉથી આશ્રય આપી ભરાવ્યાં છે તેઓનો પણ અંતઃક-
રણથી મોટો આભાર માનું છું.

પોરબંદર
તા૦ ૨૫-૪-૯૧

**ઠા. કાહાનજી વી. માધવજી**
રત્નગ્રાહી કર્ત્તા.



# ક મ ળ-કા ન્તા.

## ત્રીઅંકી નાટક.



પાત્ર જન.

ત્રંબકસેન..........................ત્રંબાવતીના માહારાજા

કમુળચંદ..........................તેનો પ્રધાન.

કમળાક્ષી..........................ત્રંબકસેનની રાણી.

કમળ } કાન્તા } ..........................તેમના પુત્ર પુત્રિ.

ગુમાનસિંહ..........................ત્રંબકસેનના કાકાનો દિકરો.

સુખસેન } દુખસેન } ..........................ગુમાનસિંહના મિત્ર.

માણેકચંદ..........................ત્રંબાવતિનો નગર શેઠ.

ચંદ્રકળા..........................કમળાક્ષિની દાસી.

કસ્તુર..........................માણેકચંદની સ્ત્રિ.

શત્રુજીત..........................ફુલવતિનો રાજા.

ક્ષેમવાચક..........................તેમનો પ્રધાન.

ચંદ્રસેન..........................ચંદ્રાવતિનો રાજા.

ચંદ્રાવંતિ..........................તેમની પુત્રિ અને કમળસેનની સ્ત્રિ.

સુકીર્તિ..........................તેમની દાસી.

કંચનીઓ, ચોબદાર, સિપાઇયો, અને સૈનાધિપતિ વિગેરે.

ॐ

# કમળ-કાન્તા.

## નાટક ત્રીઅંકી.

---

### મંગળાચરણ.

[ છે જન પાલક ટાળક દુખનો—એ રાહ ]

છો જગ કર્તા બારથ બડતા, દુખો હરતા ઈશ્વરા. ટેક.
સર્વ બનાવેલ તા'રૂં કામ, સૃષ્ટી બધીમાં તા'રૂં નામ,
કીર્તી ઇશ્વર ઠામો ઠામ, પાળણહાર પરમેશ્વરા. છો જગ૦
સચરાચર નીર ભર્યું સંસાર, ગુણ ગાયે પણ નાવે પાર;
ત્રણ લોકના તારણહાર, ગતિ તાહરી અપરંપાર;
તુજને નમીએ વારંવાર, હરઘડી હર ઇ—શ્વરા. છો જગ૦
અધમોદ્ધારણ ગુણીકા તારણ, મન મોહાયા તુજ નામે;
પુષ્પે ભ્રંગ કરે ગુંજાર, તેમજ તુજ નામે કીરતાર,
ભજન કર્યે ભવ સાગર તાર, કૃપાનીધિ ઓ ઇ—શ્વરા, છો જગ.
કૃત્ય આ પૂરણ કરજે હરી, એ ત્રષ્ણા ઉર ખરે—ખરી;
સ્તવન કરૂંછું વારંવાર, વિનતી કહાન તણી સ્વીકાર,
હર વીષે છે એજ વિચાર, સહાય થા'તું જગદીશ્વરા—છો જગ

---

# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ત્રંબાવતીનો એક રસ્તો.

પાત્ર—સૂખસેન અને દુખસેન.

**સૂખસેન**—(દાખલ થઈ) ઊંચી પદવીએ પહોંચવાનો એક રસ્તો છે. તે એકે, મહારાજા ત્રંબકસેનનું મરણ. જો તે પ્રમાણે થાય, તો પછી તેનો કુંવર નાનો છે, એટલે તેના કાકાનો દીકરો જે ગુમાનસિંહ તેના હાથમાં રાજ્યસત્તા આવે. તે મારો દિલોજાન મીત્ર છે, એટલે તેમાં કાંઇ વાંધો રહેશે નહીં.

**દુખસેન**—(પ્રવેશ કરી) કેમ ભાઈ શું વિચારમાં પડ્યા છો ?

**સૂખસેન**—એને એ.

**દુખસેન**—કાંઈ ખબર તો પડે?

**સૂખસેન**—મેં તમને જે વાત કહી હતી તે.

**દુખસેન**—બરોબર. તેનો શું નિર્ણય કર્યો?

**સુખસેન**—નિર્ણય તો એવો કર્યો જે ગુમાનસિંહને એવું ભરાવવું કે, તમારા પીતાને મારી ત્રંબકસેન ગાદીએ બેઠા છે. આથી ગુમાનસિંહ પોતાના પીતાનું વૈર લેવા ચૂકશે નહીં, અને જ્યારે તેમ કરશે ત્યારે તેતો પછી આપણાજ હાથમાં. કેમ દુખસેન આ વિચાર યોગ્ય લાગે છે કે નહીં?

**દુખસેન**—તમારો વિચાર વળી અયોગ્ય હોય ?

**સૂખસેન**—ત્યારે ચાલો ગુમાનસિંહને મકાને જઈ આ કૃત્યમાં પાર પડીએ.

**દુખસેન**—આપણી ક્યાં ના છે.

(બંને ગુમાનસિંહને મકાને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—લંબાવતી પ્રધાનજીનું મકાન.**

**પાત્ર**—પ્રધાનજી, સિપાઇ અને પાછળથી માણેકચંદ.

**પ્રધાનજી**—આજ કાલ ગુમાનસિંહ ઘણો ફાટ્યો છે. હજુ તેની નાની ઉમરમાં મા'રી સામે ક્રૂરતાએ વર્તે છે તો મોટપણે શું નહિં કરે? "કેહેવત છે કે પૂર પેહેલાં પાળ બાંધવી." તો તે નિયમ પ્રમાણે મહારાજાને આડું અવળું સમજાવીને તેનો ઘાટ ઘડાવી નાંખું. પણ શી રીતે કરવું તેનો કાંઈ સુઝકો પડતો નથી. (વિચાર કરી) ઠીક યાદ આવ્યું. માહારાજાને એવું સમજાવું કે કે, ગુમાનસિંહ શેહેરની સ્ત્રીઓ પ્રત્યે ક્રૂરતાએ વર્તે છે, જેથી મહારાજાને દ્વેષ આવ્યા વિના રેહેશે નહીં. અને જ્યારે તેના ઉપર દ્વેષ આવશે ત્યારે તેને કાંઇક પણ શિક્ષા આપશે, પણ આ બાબતનો એકાદ ખોટો દાખલો કરૂં, અને તેમની સમક્ષ આ ફરીયાદી થાય તો વધારે ઉચ્ચીત છે. તેને માટે નગરશેઠ માણેકચંદને બોલાવું.

( સિપાઇને હાંક મારે છે, અને તે આવે છે. ) માણેકચંદ શેઠને બોલાવી લાવ. તેને કેહેવું કે તમારૂં જરૂરીનું કામ છે.

સિપાઇ—જેવી આજ્ઞા. ( માણેકચંદ શેઠને જઇને બોલાવી લાવે છે. )

પ્રધા૦—શેઠ પધારો.

માણેકચંદ– હસીને) એં હેં હેં ! ! ! પલાડે થાકોડજી.

પ્રધા૦—શેઠ તમારૂં એક જરૂરનું કામ છે. મને ખાત્રી છે કે તે પાર પાડશોજ.

માણેક૦—એમાં કાંઈ ફેડ. સોડ વાલને એક રટી ટમાકુ અમાકુ એકજ છે ના ? માડા જેવું ફરમાવો.

પ્રધા૦—ગુમાનસિંહ મા’રાથી આડવાઈથી ચાલે છે માટે તેનો ઘાટ ઘડવાનો છે.

માણેક૦—માડી પાસે તડવાડ બડવાડ નડી. નકડતો ગુમાનસિંહ જેવા બે ચાડનાં માઠાં ઉડાવી ડઉં.

પ્રધાન—શેઠ તેમાં તરવારનું કામ નથી. ફક્ત મહારાજાને એટલું કેહેવાનું છે કે મારા કાંકાની છોકરી પાણી ભરવા જતી હતી, તેની ગુમાનસિંહે છેડ કરી. આથી અમે બધા મહાજન એકઠાં થઈ આ ગામ છોડી બીજે ગામ વસવા જઇશું. નહિતર અમોને કંઈ પણ ન્યાય આપવો જોઇએ.

માણેક૦—ઈજના? એમાં કાકા બાકાની છોકડી શું કડવા, એ માડા પંડની પંડની ! હવે કેમ બડોબડબડ કે નહીં?

પ્રધાન—બસ છે. મારા જેવું કામ કાજ કેહેવું.

તમારે કાઈ વાતની ફીકર રાખવી નહીં.

**માણેક૦**—અને માડા જેવું કેહેટાં ટમાડે કાંઈ ચીંટા કડવી નહીં. લ્યો છે ડજા.

**પ્રધા૦**—પધારો (શેઠ જાય છે.) કામ તો મન વાંચ્છીત થયું. કચેરીમાં જવાનો પણ વખત થયો છે, માટે ભોજન કરી જવાનું કરૂં. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ત્રંબાવતી. ગુમાનસિંહનું મકાન.

પાત્ર—ગુમાનસિંહ.

(સુખસેન અને દુખસેન તા'રા પીતાને મારી ત્રંબકસેન ગાદીયે બેઠા છે, એવું કરી ગયા બાદ.—

**ગુમાનસિંહ**—હા દેવ!!! આજ દીવસ સુધી મને કંઈજ ખબર પડી નહીં. નહીંતર એ દુષ્ટને માર્યાવિના રેહેત! અરે! મા'રા જીવતરને ધીક્કાર છે. આટલા દીવસ મેં રમતમાંજ ગાળ્યા, પણ મા'રા પવીત્ર પીતાજીને હણીને ગાદીએ બેસનાર સામે વૈર લેવાનું કામ કર્યુંજ નહીં? અરે! ત્યાં સુધી મા'રી ક્ષત્રી જાતને, મા'રા બળને અને તેજને ધીક્કાર છે. ધન્ય છે મીત્ર સુખસેનજી કે તમે મને આ વાતથી માહેતગાર કર્યો, નહીંતર મને બીલકુલ ખબર પડતજ નહીં. વળી મારા પ્રીય મીત્ર દુખસેને મને કહ્યું જે કાલરોજ તમારે વિષે મહારાજાને પ્રધાનજી છાની વાતો

કરતા હતા, માટે ચાલ કચેરીમાં તો જાઉં, ત્યાં શું થાય છે? ત્યાર પછી મા'રા વિચાર આગળ ચલાવું. (જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—લંબાવતી, રાજ્ય કચેરી.

**પાત્ર**—લંબકસેન, પ્રધાનજી, ચોબદાર, પાછળથી ગુમાનસિંહ, કંચનીઓ અને માણેકચંદ તથા સિપાઈ વિગેરે.

**ચોબદાર**—ઘણી ખમા માહારાજા ધિરાજ આસ્તે કદમ આજુસેં આજુસેં નીઘા રખીયેં મેહેરબાન. (પ્રધાનજી વિગેરેની સલામ લેતાં રાજા સિંહાસન ઉપર બેસે છે.)

**કંચનીઓ**— રાગ—

(નગરીકો પીતા હો ગોપીચંદા—એ રાહ.)

ધર્મ ધુરીધર હો જગ પાલન. ટેક.
દયા દાનમાં રૈયત આપતી;
વર્તે છે દીન રાત. હો જગ૦
રામ સમાન રાજ્ય ચલાવો,
પ્રજા હીતેચ્છુ કરો કામ. હો જગ૦
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ પ્રતાપી;
લીયે કંચનીઓ સલા—મ. હો જગ૦

**લંબકસેન**—પ્રધાનજી આ કંચનીયોના મધુર સ્વરના ગાયનથી હું ઘણો ખુશી થયો છું; માટે ખજાના.

માંથી હમેશના નિયમ કરતાં પાંચસો સોના મોહોર વધારે આપી ખુશ કરો.

**પ્રધાનજી**—જેવી મહારાજની આગ્ના. (સોના મોહોર લેઈ આવી કંચનીઓને આપી વિદાય કરે છે.) મહારાજા આપની પાસે જે વાત કહી છે તેનો શું વિચાર કર્યો ?

**ત્રંબક**—મને તે વાત ઉપર પુરતો ભરોંસો આવતો નથી. અરે ! એ બાળક ગુમાનસિંહથી તેવું કામ કદી થાય નહીં.

**પ્રધા૦**—આપ કહોછો તે ઠીકજ છે, પણ કાલ સાંઝે માંરે ઘેર નગરશેઠ માણેકચંદ આવ્યા હતા. તેણે મને કહ્યું જે મારા કાકાની છોકરી પાણી ભરવા જતી હતી. તેની ગુમાનસિંહે છેડ કરી, આથી હવે હું બધા મહાજનની સહી લઈ આ ગામ છોડી બીજે ગામ તેઓને સાથે લઈ વસવા જઈશ. આ બાબત તમારે રાજાને કેહેવું, જો કંઇ ન્યાય આપશે તો અહીંઆં રહીશું નહીંતર બીજું તો છેજ. મહારાજાના કાકાનો દીકરો થાય માટે ફરીયાદ કરવા જતાં મને ભોઠપ લાગે છે. આવી રીતે તેણે કહ્યું, પછી હજુરની જેવી મરજી.

**ત્રંબક૦**—( ગુસ્સે થઈ ) અરે ! દુષ્ટ ગુમાન તેં આ કૃત્ય કરવા માડ્યું ? હું જાણતો હતો જે બાળક છે, પણ ખરે નિચજ. પ્રધાનજી, માણેકચંદ શેઠને બોલાવો !

**પ્રધાન૦**—જેવી આગ્ના. ( માણેકચંદ શેઠને બોલાવવા

સિપાઇ મોકલે છે. )

**ગુમાનસિંહ**—( ગુપ્ત રહી આ તમામ વાત સાંભળ્યાથી ) અહા? આ શો જુલમ! માણેકચંદશેઠ કોણ? તથા તેના કાકાની છોકરી કોણ? તે હું બીલકુલ જાણતો નથી. પણ યાદ રાખજે પ્રધાન તારૂં માથું આ શમશેરથી છેદી પૃથ્વી ઉપર પછાડી લાત મારૂં ત્યારેજ મા'રૂં નામ ગુમાનસિંહ. હવે શું થાય છે તે જોઉં તો ખરો. ( એમ કહી બનતો બનાવ સાંભળે છે, અને માણેકચંદશેઠ આવી સલામ કરી ઉભો રહે છે. )

**ત્રંબક૦**—કેમ શેઠ આ બધી વાત ખરી છે?

**માણેક૦**—ખડી નહીં તો ખોતી? વાળડ ઉથાને ચીભરાં ખાય, ને સોનું કાન ટોડે, ટેની ફ્રીયાડ ક્યાં કડવી! ટો માડા સાબ મેં માડી પંડની નજડે ટવડક ટવડક જોયું છે બીજું હોય તો માનું પણ નહીં.

**ત્રંબક—[ ક્રોધયુક્ત ]   રાગ-ઈંદરસભાની ગઝલ.**

હું છતાં પ્રજા મા'રીરે રીબાય શું,
કેમ પ્રજાપાળ રાય કહેવાઉં હું.
મળે નહી ન્યાય ત્યારે શાનું મા'રૂં રાજ,
સજા તેને આપવા કરૂં હું આજે કાજ.
ગુમાનનું ગુમાન ઉતારૂં હું જ્યાહરે,
ક્ષત્રી શૌર્ય સુત કહેવાઉં ત્યાહરે.
ભ્રાતુ થયો મહારો થયુંજ તેથી શું,
પણ મમ પ્રજા દુઃખી થવા નહીં દઉં

**માણેક**—એમાં કંઈ ફેર? એગ જટાં, હવે બડો,બડ.

**ગુમાન**—અરે ! તું શું મા'રૂ ગુમાન ઉતારીશ ? તા'રા જે-
વા હાલ થાય છે તે તું જોઈ લેજે. (એમ કહી જાય છે.)

**ત્રંબક**—શેઠ તમે ઘેર જાઓ, આ બાબતનો યોગ્ય બંદો-
બસ્ત કરૂં છું.

**માણેક**—બહુ સારૂં. (જતાં જતાં સ્વગત.) જોઈટા કડો
ને જોઈટા ગડો, ટેમાં ગાડા બાપનું શું જશે.

**ત્રંબક**—પ્રધાનજી હવે સાંજ પડવા આવીછે, માટે આ
બાબતનો વિચાર કાલ ઉપર રાખી કચેરી બર-
ખાસ્ત કરો.

**ચોબદાર**—કચેરી બરખાસ્તપેં નીઘા રેખીયેં મેહેરબાન.



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ત્રંબાવતી. ગુમાનસિંહનું મકાન.

**પાત્ર**—ગુમાનસિંહ, સિપાઈ, પાછળથી સુખસેન અને દુખસેન.

**ગુમાનસિંહ** અહા? ઈશ્વરની ગતિ ન્યારીજ છે. હું એમ
સમજતો હતો જે ત્રંબકસેન મા'રો ભાઈછે
અને તેનાથી વફાદારીથી વર્તવું, પણ તેથી ઉલટું જ
એટલે તે મા'રો કટ્ટા શત્રુ. અરે યાદ રાખજે ત્રંબક-
સેન તા'રૂં રૂધીર મા'રી ચમકતી અને તૃષાતૂર થયેલી
સમશેરને પાઈશ, તા'રી સ્ત્રીને મારે સ્વાધીન કરીશ,

અને તારા પુત્ર પુત્રીને રીબાવી રીબાવીને મારીશ, ત્યારેજ મા'રા પીતાજીનું વૈર વળશે ને તે ત્યારેજ સ્વર્ગે જશે, ત્યાં સુધી નર્કમાંજ. (વિચાર કરી) આ બાબતની સહાયતા લેવાને મા'રા પ્રીય મિત્રને બોલાવીને આજનીજ મધ્ય રાત્રીએ તેનો ઘાટ ગડી નાખું. સિપાઈ મા'રા વાહાલા મિત્રો સુખસેન અને દુખસેનને બોલાવી લાવ.

**સિપાઇ**—બહુ સારૂ (એમ કહીને જાય છે અને બોલાવી લાવે છે.)

**સુખસેન**—કેમ ભાઈ આ વખતે બોલાવ્યા ?

**દુખસેન**—શું આજ્ઞા છે તે કહો.

**ગુમાન**—મિત્રો તમે જે જે વાતો કરતા, તે મા'રા માનવામાં આવતી નહીં. પણ ખરે તેમજ થયું. હવે હું મા'રા પીતાનું વૈર લેવા ધારૂં છું, તેમાં તમારો શું વિચાર છે? તે કહો.

**સુખસેન**—આપ જેમ કહેશો તેવી રીતે વર્તવા આ સેવક તૈયારજ છે.

**દુખસેન**—હાજતો, મિત્રનો એજ ધર્મ છે.

**ગુમાન**—ત્યાર તમારાં હથીયારો લઈ અહીં જલદી આવો. આજનીજ મધ્ય રાત્રિએ તેનો નાશ કરી રાજ્ય આપણે સ્વાધીન કરવું. તમોને પ્રધાનપદ અને દુખસેનને સૈનાધિપતિ કરૂં, ત્યારેજ મારૂં હકળતું લોહી શાંન્ત થાય.

**સુખસેન**
**દુખસેન** } —જેવી આગ્ના. (એમ કહી જાય છે.

**ગુમાન૦**--પરમેશ્વર જે કરે તે સારાનેજ માટે.

**રાગ ઠુમરી.**

તખદીર ખુલ્યું હવે મા'રૂંરે, (બે વાર.)
કામ થાયે છે સહુ મન વાંચ્છીત,
ગર્વ તેનો હું ઉતારૂં રે. તખદીર૦
રાય પ્રધાનને મારી નાંખીને,
રાજ્ય લઈ લઉં સારૂં રે. તખદીર૦

(સુખસેન, દુખસેન આવે છે.) કેમ ભાઈ આવ્યા કે?

**સુખસેન**—એમાં વળી વાર લાગે !

**ગુમાન૦**—ઠીક ચાલો. (સર્વે જાય છે.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ–ત્રંબાવતી–રાણીવાસ.

**પાત્ર**—કમળાક્ષી, ચંદ્રકળા—ત્રંબકસેન, પાછળથી
કમળ અને કાન્તા.

(રાજાને આવવાને વીલંબ થવાથી રાણી શોકાતુર થાય છે જેથી)

**ચંદ્રકળા**—બાઈ સાહેબ, એમજ ચાલે. રાજા છે. કોઈ દિવસ વેહેલાને કોઈ દિવસ મોડા.

**કમળાક્ષી**—દાસી તેં કહ્યું તે વાજબી, પણ પ્રાણનાથ સૂર્ય અસ્ત થયા સુધી કોઈ દિવસ રોકાતા નથી. તેમ છતાં આજે બપોરે હું શયનગ્રહમાં હતી ત્યારે ઘણું

નઠારાં સ્વપ્નાં આવતાં હતાં. તેથી મારા ધારવા પ્રમાણે પ્રાણનાથ કંઈ સંકટમાં હોય, અથવા કંઈ ખરાબી થાય એવું મને ભાસે છે. આથી.

### રાગ આશાગોડી.

વિહ્વળ મન મુજ થાયે, સુણરે દાસી વિહ્વળ મુજ મન થાયે. ટેક.
સ્વપ્નું આજે આવ્યું નઠારૂં, જેથી દિલ ગભરાયે. સુણરે.
માન શુકનથી નરશું થવાનું, ચીન્હો એવાં જણાયે. સુણરે.
કાંતો આફ્ત આવે રાજ્યે, કાં નૃપ સુત દૂર જાયે. સુણરે.
તેથી વન્હી પ્રગટયો અતર, કેમે નવ તે બુઝાયે. સુણરે.
નાથ નિરંજન દેજો સંહારી. કષ્ટ જે દિલમાંહી થાયે. સુણરે.

### રાગ કલ્યાણ.

**ચંદ્રકળા—** (હાડાજી શું કરો સાહસ આ—એરાહ.)
આમ વિભ્રમ મતી કરો ન બાઈ, રેહેવું સદા ધીર ધારીરે. ટેક
સારૂં નઠારૂં પ્રભુ કરનારો, શીદને રેહેવું ચીંતા કારીરે. આમ.
સ્વપ્નું કોદિ સાચું ન હોયે, અહો એવી મતી દિલ વારીરે.આમ.
રક્ષા કરશે પ્રભૂ એ દયાળુ, માટે ધ્યાન રાખોને મુરારીરે. આમ.

**નેપથ્થમાં—**નીવા રખીયે મહેરબાન.

**ચંદ્રકળા—**લ્યો બાઈસાહેબ પ્રાણનાથ પધારે છે.

**કમળાક્ષી—**દાસી, હું પ્રાણનાથની સેવામાં રહુંછું. અને તું પાકશાળામાં જઈ ભોજનના થાલ તૈયાર કરાવ.

**ચંદ્રકળા—**બહુ સારૂં બાઈ સાહેબ.

( જાય છે. અને રાજા આવે છે. )

**કમળાક્ષી—**મારા જીવનહાર પ્રાણપતી, આજ આ-

ટલી બધી વાર કેમ લાગી? અને આપનો ચ્હેરો રોશન કેમ છે? આવું જોઈ મને કંઈ ધીરજ રેહેતી નથી.

**ત્ર્યંબકસેન**—પ્રાણ વલભા. તું દીલગીર થામાં. ભાઈ ગુમાનસિંહની લોકો પ્રત્યેની ક્રુર નજરની તપાસમાં પ્રધાન સાથે ગુંથાયો હતો એટલે અવેર થઈ.

**કમળાક્ષી**—તેમ હોય તો તે દુષ્ટને કંઈ સજા આપવી જોઈએ. (એટલામાં કમળ, કાન્તા પ્રવેશ કરે છે.)

**ત્ર્યંબકસેન**—મારા વ્હાલા પુત્ર પુત્રી કેમ નીશાળે જઈ આવ્યા?

**કમળ**
**કાન્તા** } —હા પીતાજી.

**કમળ**—બેન કાન્તા તમે જે હીરનું ઝાડ બનાવેલ છે, તે બતાવશો?

**કાન્તા**—ચાલ ભાઈ મારી પેટીમાંથી કાઢી બતાવું.
(પેટી ઉઘાડી બતાવે છે.)

**કમળ**—બેન આ મારા શયનગ્રહમાં રાખવા આપશો?

**કાન્તા**—હા ભાઇ મારે માટે વળી બીજું બનાવી-લઈશ, પણ પીતાજી ઉદાસમાં કેમ છે? ચાલો આપણે મા-ને પુછી માહેતગાર થઈએ. (મા પાસે જાય છે.)

**કાન્તા**—માડી મારા બાપુ આમ કેમ છે?

**કમળ**—(અરે વિમળબા ન અજાએબ થાઓ—એ રાહ.)

પ્યારા પીતા દીલગીર થાઓ શું કામ;
જોઈ મુખ એવું રહે નહીં હામ.

કદી દુખ આવે તોપણ શું થયું;
એકાએક નુર ઉડી ક્યાં ગયું.
છતાં હું દુખી થાઓછો તમે તાત;
જાણતી લાજે ત્યારે તો મુજ માત

વળી મારી આ શમશેર જુઓ. જો કોઈ શત્રુ પેદા-થયો હોય, તો તેનો સત્વર આ વડે નાશ કરૂં.

(હોલીયો નીરખી જોધળા કટારી આ—એ રાહ.)

બાપુ નીહાળી જુઓ, ઝેરી શમશેર આ. ટેક.
ઝેર ભરેલી, બહુ છે ઘેલી, નંબરે પેહેલી. બાપુ.
છે ચક ચકતી વિજય કરતી, બહુ ગલકતી;
સરસર કરતી મ્યાન નીકળતી, દળમાં ફરતી. બાપુ.
પ્રાણ બચાવે દળમાં ફાવે, ધીર ધરાવે;
શત્રુ સાથે શોર મચાવે, જય કરાવે. બાપુ.

**ત્રંબકસેન**—મારા વ્હાલા પુત્ર, મારી આંખોના તારા, દુખતો કાંઇ નથી. પણ એટલુંજ કે, રાજા ઉઠી પ્રજાને દુઃખ દેતો એ રંક પ્રજા કોની પાસે ફરીયાદ કરવા જાય? તે મુજબ ભાઈ ગુમાનની લોકો પ્રત્યેની, ક્રુર નજરની ફરીયાદ આવવાને લીધે.—

**કમળ**—અહો! એવું તે પ્રજા દુઃખદાયક શું કામ કર્યું!

**ત્રંબકસેન**—આપણા નગરશેઠ માણેકચંદના કાકાની છોકરી ઉપર બદ દયાનત.

**કમળ**—અરે! જો એમજ હોય, તો તે દુષ્ટને સ-

જા કરવી જોઈએ. કારણ કે " રૈયત તો રાજા અને રાજા તો રૈયત " વળી રાજાનો મુખ્ય ધર્મ એ જે પ્રજાનું પાલન પુત્ર માફક કરવું.

**ચંદ્રકળા**—( પ્રવેશ કરીને ) બાઈ સાહેબ આપના કહ્યા મુજબ ભોજનના થાળ તૈયાર કરાવ્યા છે.

**કમળાક્ષી**—પ્રાણનાથ વખત ઘણો ગયો છે, અને ભોજન પણ ઠરી જશે.

**ત્રંબકસેન**—પુત્ર પુત્રી ચાલો પાકશાળામાં જઈ ભોજન કરીયે. ભોજન કીધા પછી શયન ગ્રહમાં વાતો કરશું.

( સર્વે જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—ત્રંબાવતી રાજ્ય મેહેલનો રસ્તો.

**પાત્ર**—ગુમાનસિંહ, સુખસેન, દુખસેન અને સીપાઇઓ.

**ગુમાનસિંહ**—લાગે છે તો શાન્ત.

**સુખસેન**—ત્યારે આપ જે કામ સોંપો તે કરવા હાજર છઈએ.

**દુખસેન**—બાઇ પ્રધાનજીનું કેમ વીસરી જાઓછો?

**ગુમાનસિંહ**—શાબાશ ઠીક યાદી આપી. તેને તો પેહેલેજ સ્વર્ગે પહોંચાડવો. તેના વિના ત્રંબકસેનને આવકાર કોણ દેશે?

**સુખસેન**—હા ચાકરી કરવા જોઈએ.

**દુખસેન**—પ્રધાનનો એજ ધર્મ છે.

**ગુમાનસિંહ**—દુખસેનજી, બે સિપાઈને સાથે લઈ પ્રધાનજીનું કાટલું કરી આવો.

**દુખસેન**—બહુ સારૂં મહારાજ. [ જાય છે. ]

**ગુમાનસિંહ**—સુખસેનજી, બહાર જે મેહેલના રક્ષણ માટે સિપાઈ બેઠો છે, તેને કતલ કરી અંદર જોઈ આવો કે રાજા અને રાણી સુઈ ગયાં છે?

**સુખસેન**—બહુ સારૂં [ એમ કહી જાય છે. ]

**ગુમાનસિંહ**—પરમેશ્વર જે કરે તે સારાનેજ માટે અહા! મારી બધી ધારણા આજ પાર પડવાની તેની રાણી અને પુત્ર પુત્રીને એવું દુઃખ દઉં કે તે પણ તેની નાનીને સંભાળે.

**સુખ૦**—આપના કહ્યા મુજબ સિપાઈને મારી અંદર ગયો, તો તેઓ ભર નિદ્રામાં છે. માટે ચાલો કામ સિદ્ધ કરીયે.

**ગુમાન**—આપણે તો તૈયારજ છઈએ.

( જાય છે. )

---

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—ત્રંબાવતી. રાણી વાશ.

**પાત્ર**—ગુમાનસિંહ, સુખસેન, સિપાઇઓ, કમળાક્ષી, ત્રંબકસેન, પાછળથી કમળસેન અને કાન્તા વિગેરે.

**ગુમાન૦**—(તલવાર ખેંચી રાજાનું મસ્તક કાપતાં)

લે દુષ્ટ જમપુરીનો રસ્તો પકડ.

**કમળા૦**—[ઘોંઘાટ થવાથી ચમકી ઉઠે છે] અરે! આ કોણ! [રાજાનું મસ્તક કપાએલું અને ગુમાનસિંહને ઉભેલો જોઈ] હરહર શંકરા!! આ શો જુલમ!! શો કોપ!!! અરે! ઘાતકી હૃદયના દુષ્ટ ગુમાન તારા મોટા ભાઈપર તારી ઝેર જેવી તલવાર ઉપાડતાં તારો હાથ થડ મુળમાંથી કેમ તૂટી પડયો નહીં! હાય! તને મેહેલની અંદર આવતાં કાળોત્રો કેમ ન ડસ્યો!! અરે! તેણે તારૂં શું બગાડયું હતું! અરે મેહેર વિનાના તારૂં હૃદય દયાહીન કેમ થયું! દુષ્ટ તને આજ દિવસ સુધી પુત્રની પેઠે જત્નથી પાળ્યો, અરે! દુધ પાઈને વિષધરને ઉછેર્યો! તારાં માબાપ તને વીશ દિવસનો મેલી મરી ગયાં હતાં. હાય જેણે ઉછેરી મોટો કર્યો તેનેજ મારતાં તને શરમ કેમ ન થઈ! હજુ તારૂં કાળું મોઢું કરી ઉભો છો તે પથ્થર થઈ પડી કેમ નથી જતો. અરેરે! (એમ બોલતાં મુર્છાગત થાય છે.)

**ગુમાન૦**—પ્રીયા દીલગીરી છોડી દે. અને આ પ્રેમરૂપી જળના ત્રષાતુર થયેલ દાસને પ્રીતિપાન કરાવ.

**કમળા૦**—દુર રહે દુષ્ટ. તારા અપવિત્ર હાથ મને નહીં અડાળ.

**ગુમાન૦**— **રાગ ભેરવી.**

શશી વદની તું, અરે નારી. (બે વાર)
તુંજ રૂપ ચંદ્ર તેજ, માટે જાઉં વારી;
કમળ નયની મારી, નયન કટારી;

લાગી લગની મને તારી, પ્યારી દીલ ધારી. શશી.
જળ સાથે મીન જેમ, ચકોરને ચંદ્ર એમ;
તુજ સાથે થયું તેમ, બપૈયોને મેહ વારી;
લાગી લગની મને તારી, પ્યારી દિલ ધારી. શશી.

કમળા૦— રાગ દીંડી.

છોડ એ નાદાન છોડ દુષ્ટ જારી,
પાપી શીદને મનુષ્ય દેહ ધારી;
માતુ તારી છું હું જોને તું વિચારી. છોડ.
જેષ્ટ ભ્રાતુ નાર દુષ્ટ છઉં તારી,
મતી ક્રુર તારી દેને તું વિસારી;
દ્રષ્ટી કર મુજ ભણી અરે દયાળી. છોડ.
ઓ અનાથ નાથ સ્હાય કરો સારી,
દીન દાસીને લીયોને ઉગારી;
કરો રક્ષા દીનાનાથ દુષ્ટ મારી. છોડ.

ગુમાન૦— રાગ–ખમાચ–ચતરંગ.

ઓ ચતુર નાર દિલમાં વિચાર,
દિલ સાથ કરાર કર જોડ પ્યાર;
કરી હઠ નહીંજ તરછોડ મને. ઓચતુર.
દંપત્તી લગાર મુજ મુખ નીહાળ,
તજી ખાર પ્યાર જીવથી લગાડ;
ઓ સુંદર નાર નહિં છોડું તને. ઓચતુર.

[ એમ કહી અડકવા જાય છે. ]

**કમળા૦—[ છેટી હઠી જઈ ] બસ ચંડાળ બસ હું**

તને કહી કહીને થાકી જે પ્યારી કહી નહીં બોલાવ, પ-
ણ માતુ યા ભગિન કહી બોલાવ. અરે એવાં કટુ વેણ મને
શા માટે સંભળાવે છે.

### રાગ-સિંહાનો કનરો.

( આમ મને શીદ પાપી સંતાપે એ રાહ. ]

આમ કટુવેણ શાને કહાવે, શરમ જરા દિલમાં કેમ નાવે ટેક.
જીવ્યા તારી પ્યારી કેતાં, દીનો નાથ પ્રભુજ કપાવે. શરમ.
કામ તણે વશ થઈને મૂરખ, ભામની ભયથી શીદ રીઝાવે. શરમ
કુડ તજી દે માતુ સમજરે, શીદને અમથો શોર મચાવે. શરમ

ગુમાન૦— રાગ

[ સ્વારી કરી ચાલાક અશ્વપર—એ રાહ. ]

નહી એમ પ્યારી, દુલહન મારી, પ્રીતી રૂપી પાતું વારી;
રહીને, કહીને, ચહીને, ભયને, થા પટરાણી તું મારી.
તુજ વિષે મુજ મન રહ્યું છે, તુજને આપી સરદારી;
જડશે, મડશે, પડશે, ટળશે, દુઃખ માહેરૂં ઓ નારી.
પ્રેમ ચક્ષુથી જો તું મુજને, વિનતી મારી સ્વીકારી;
બળથી, કરથી, સરથી, જરથી, મન રીઝાવું તુજ પ્યારી.

**કમળા**—અરે ! પાપી તારા પથ્થર જેવા શબ્દથી
મારૂં હૃદય ક્ષીણ થાય છે. હાય ! પ્યારી કેતાં તું ઢળી કે-
મ નથી પડતો ! ! ! તારી જીભના કકડા કેમ નથી થતા ! ! !
તુ ઉભો ને ઉભો અવનીમાં કેમ નથી દટાતો ! ! હું તારી
માતુ સમાન તેને તું પ્યારી પ્યારી હર વખત કહ્યા કરે
છે. ! ! દુષ્ટ વિચાર ! ! વિચાર ! ! ! તું નક્કી સમજજે, કદી

આકાશના તારા આકાશને છોડી પૃથ્વીએ પડે, સૂર્યનું ઉદય પશ્ચિમમાં થાય, ચંદ્રસ્યામ થાય, પહાડો જમીન દોસ્ત થાય, સમુદ્ર મર્યાદા મેલી દીએ, પૃથ્વી રસાતાળ જાય, મારા શરીરના અવયવો છુટા થાય, તોપણ આ સતી ક્ષત્રાણીના હૃદયમાં પ્રાણ છે બલકે હાલવા ચાલવાની શક્તિ છે, ત્યાં સુધી તારે તાબે થવાનીજ નથી.

**ગુમાન**—સુખસેનજી તેના પુત્ર પુત્રીને અહીં લઈ આવો. તે પાપણીની નજર આગળ તેઓનો વધ કરીશ ત્યારે એ હઠીલી સ્ત્રી માનશે.

**સુખ૦**—જેવી આજ્ઞા. [ એમ કહી જાય છે ]

**કમળા૦**—અરે! દુષ્ટ મારા વ્હાલાં પુત્ર પુત્રીએ તારૂં શું બગાડયું છે. [ એમ કહી મુર્છાગત થાય છે]

**કાન્તા**—[ પ્રવેશ કરીને ] અહા મારી વ્હાલી માને શું થયું? માડી તું આમ રડે છે શા માટે તને કોણ રડાવે છે? મારા પીતાજી ક્યાં ગયા છે?

**કમળ૦**—હો બેન શું!! [ ગુમાનસિંહ તરફ જોઈ કાકા તમે આમ તલવાર ઉઘાડી કરી કેમ ઉભાછો? અને આ રૂધીરથી તમારાં કપડાં કેમ ભરાઈ રહ્યાં છે?

**કમળા**—( સાવધ થઇ રડતે રડતે ] મારા જીવનહાર પુત્ર પુત્રી તમારા પિતાજીને આ કાળમુખ નિર્દય ચંડાળે મારી નાંખ્યા.

**કમળ**—[ક્રોધાયમાન થઈ. ]

**રાગ પીલુ તાલ કેરબો.**

( હજુ ક્ષત્રી લોહી વયુમાંય—એ રાહ. )

અરે દુષ્ટ કીધુ શુ એ કર્મ;
હણ્યા વિના હવે ન મૂકુરે; ટેક.
હવે સમજ્યો છુ બધો મર્મ. હણ્યા.
મારી તાત કીધો ઉતપાત. હણ્યા.
અને દુખ દીએ મુજ માત. હણ્યા,
એને ગણેછે વિના આધાર. હણ્યા.
ક્રુર કર કંઈક વિચાર. હણ્યા.
બાળ છુ પણ કેશરી જાણ. હણ્યા.
શાને ગર્વિષ્ટ બોલે તું વાણ. હણ્યા.
લઈશ પ્રાણ તારો વ્યભિચાર. હણ્યા.
ત્યારે મ્યાન થશે તલવાર. હણ્યા.

( એમ કહી મારવા જાય છે, ત્યારે સુખસેનજી પકડી લીએ છે.)

**ગુમાન૦**—સુખસેનજી તેના હથિયાર લઈ, બાંધી લ્યો.

**સુખ૦**—બહુ સારૂં મહારાજ.

**કાન્તા**—રડયા એમ તે મારા ભાઇને ક્યાં બાંધનાર છે.

**ગુમાન૦**—આ છંછુદરનું પણ તેમજ કરો. (સુખસેનજી બંનેને બાંધી લે છે)

**કમળ૦**—અરે દુષ્ટ!! આ ક્ષત્રી બચ્ચાના કામ છે? અરે! આ ક્ષત્રીનો ધર્મ છે? જો તું ક્ષત્રીનો બચ્ચો હોય, તો નીકળ મેદાનમાં તારા દિલમાં છાપ બેસાડુ આ શુદ્ધ રજપુતાણીનો સિંહ પુત્ર મળ્યો હતો.

**ગુમાન૦**—ચુપ ઝાઝી લવરી નહીં કર. તારે પણ તારા પિતા પાશે જવું છે કે શું?

**કમળ૦**—અફસોસ ! ! ! કે મને બાંધી લીધો. નહીંતર બત્તાવું જે મારે જવું છે, કે તારે.

**ગુમાન૦**—ઓ નિર્દય હઠીલી સ્ત્રી, તારે હવે માનવું છે; કે નહી?

**કમળા**—(સાવધ થઈ) મારા વ્હાલાં પુત્ર પુત્રી ક્યાં ગયાં ! ઓ ! મારા પ્રાણ તમે ક્યાં છો? (ગુમાનસિંહને જોઈ.) અરે ! ઘાતકી, ચંડાળ, દુષ્ટ તું હજુ જીવે છો! પણ યાદ રાખજે કે આ સતી ક્ષત્રાણીના હૃદયમાં પ્રાણ છે, ત્યાંસુધી તારે તાબે નહીંજ થાય.

**ગુમાન૦**— રાગ—**તીલાનો.**

સિપાઇઓ મારા જલ્દી તમે આવોરે. [બે વાર].
માને નહીં મુઢ નારી, પુત્ર લઈ જાઓ તેનો વન લાવો મારી;
છોડે હઠ નહીં, દૂર જાઓ લઇ, પુત્રી સાથે જઇ;
હાથે ચઢી, છોડો નહીં, નાશે નહી, મા—રોરે. સિપાઇઓ.

આ પાપણી સ્ત્રીના પુત્ર પુત્રીને ઠાર કરવા માટે સુખસેનજી સિપાઇને સોંપી દીઓ, અને તમે મેહેલના દરવાજામાં રહો.

**સુખ૦**—જેવી આગ્નાઃ [કમળ કાન્તાને લઈ જાય છે.]

**કમળા૦**—(રડતે રડતે) અહો જગકર્ત્તા કરૂણાળુ પ્રભુ એવડો મોટો મેં તારો શું અપરાધ કર્યો છે? હે પતી!!! અરે પુત્ર પુત્રી ! ! ! મારા જીવનહાર ! ! મારી જીવનદોરી

મારા દુઃખના વિસામા ! ! તમે તમારી રાંકડી માને નીરાધાર કરી કેમ ચાલ્યા ગયા ! ! હાય ! ! હાય ! !

**(તેરે। મદન જો ગોપાલ—એ રાહ.)**

(મુને છોડીરે (બે વાર).

રે હાય હાય પ્રાણ જાય જીવનહાર બાળુ છોડી મુનેરે ટેક.
દુષ્ટ વીકારી જોને વિચારી, બુદ્ધિ ફરી કેમ તારી;
ભ્રાતુ સુતાને મારવા ઇચ્છે, કુળના વિનાશી. હાય પ્રાણ.

એ દુષ્ટ હૃદયના ઘાતકી ગુમાન તું તારો હઠ નહીં છોડે? અને તારી રાણી કરવા ધારે છે? તો અહીં આવ.

**ગુમાન૦**—[સ્વગત] ભાગ્ય ઉઘડ્યું ખરું, આમ કર્યા સિવાય માનત? (પ્રકાશ) પ્યારી તૈયાર છે તાબેદાર (એમ બોલી પાસે જાય છે. એટલે રાણી તેની છાતીમાં પાટુ મારી મેહેલની બારીએથી પડી પ્રાણ ત્યાગ કરે છે.) અરે રે ! ! બારીએથી પડી? મારા પ્રાણ ! ! મારા જીવનહાર ! ! ! [એમ કહી દોડા દોડ કરે છે. (પણ મૃત્યુ પામેલી જોઈ નિરાશ થઈ.] સુખસેનજી.

**સુખસેન**—[પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ.

**ગુમાન૦**—નગરશેઠે પ્રધાનના પક્ષમાં ભળી, ત્રંબકસેન પાસે ખોટી ફરીયાદ કરી હતી; માટે તેને પણ કંઈ શીક્ષા આપવી જોઈએ. ચાલો ત્યાં જઈએ.

**સુખ૦**—પધારો મહારાજ.

[બંને જાય છે.]



# પ્રવેશ ૯ મો.

## સ્થળ–ત્રંબાવતી નગરશેઠનું ઘર.

**પાત્ર**—માણેકચંદ, પાછળથી શેઠાણી, ગુમાનસિંહ, સુંખસેન વિગેરે.

**માણેક૦**—(સ્વગત) ભાડી અવડી ઠઇ. જોયા જેવી અવડી ઠઇ. અવડી ટી કંઇ અવડી? મહારાજા ટંબકસેનનું વગડ વાકે ને વગડ અપડાઢે મોટ કડી ડીઢુ ને પડઢાનનું પણ ટેમ ઠયું. થાક, પણ ટેનામાં તો નામ તેવા ગુણ હોય ના? નામ કમુડચંડ ટેનાથી સારૂ હાય નહીં. પોટાના ડાજાનું કમુડીએ મૂળ કાઢ્યું. મારૂં મોટપણુ ચલવીને ઓડેડું ખોભડયું છે. ડાજા ટથા પડધાનને જેવી રીટે માડયા, ટેવીજ રીટે માડા પણ છપનના રોડીયા રેવાના; અને ડાખશેજ. ટેમાં ફેડ નહીં. બે બડલ ફેર નહીં. અડડડ! હવે શું કડું? હેડીના નાઠ? હે થાકોડજી? હે રામ ચંદડજી હે પડભુ? તાડા વગડ મારૂ અઠડાપી કોઇ નઠી. મારો હાથ ઝાલ જે માડી ડક્ષા કડજે, માડી સડભડા કડવી તાડા હાથમાં છે. હે રામચંડરજી તાડો આશડો રાખીને બેથો છઉં. [એમ કહી ગાલે હાથ દઇ બેસે છે.]

**શેઠા૦**--[પ્રવેશ કરી] સ્વામીનાથ તમે ઉદાસમાં કેમ બેઠા છો?

**માણેક૦**--હાઉં. બેથા છઇએ.

**શેઠા૦**—પણ આવી રીતે મુંઝાઈને શું કરવા બેઠા છો?

**માણેક**—બેથા છઈએ અમઠા અમઠા.

**શેઠા૦**—તમને અમથા બેસતા કોઇ દિવસ જા-
ણ્યા નથી.

**માણેક૦**—ટાળે જાણીને શું કડવું છે? ટાડી નાની-
નું પૂછ્રરં! કપાડની લવડી કડયા કડચ મુંઝાણા છો? કક-
ડમાં છો બોલટા નઠી? તાડી સગીનું પૂછરં બોલટા નઠી.
છીનાડ "વગડ બોલાવી બોલે ઈ ટાંબીયાને ટોલે."

**શેઠા૦**—ભલે ત્રાંબીયાને તોલે રહી, પણ આજ કા-
ઈ ઉંડા વિચારમાં છો તેમાં ફેર નહીં.

**માણેક૦**—વડી! વડી! વડી! રાંડ કહું છુંજી બોડમાં

**શેઠા૦**—ભલે તમે ગાળો દીઓ પણ વાત તો કેહે-
વીજ પડશે?

**માણેક૦**—એ પડશે તાડો બાપ પડશે તાડી મા પ-
ડશે તાડી નાની, રાંડની કહું છું બોડમાં.

**શેઠા૦**—તમે મને મારી નાંખશો, તોપણ બંધ ન-
હીં થાઉં તમે ખરે ખરી વાત ન કહોતો તમને કપુડીયા;
ના તથા દુવારકાના સમ છે.

**માણેક૦**—જોઈ રાંડની કપુડીયાના ટથા દુવાડકાના
શમ દઈ ડીદા રાંડની જાટ કંઈ હથીલી.

**શેઠા૦**—સ્વામીનાથ તમે મુંઝાવમાં, વાત કરો.

**માણેક૦**—રાંડની માડુ, તાળુ, છોકડાઉનું, મોટ આ-
વ્યું છે.

**શેઠા૦**—એવું બધુ શું છે?

**માણેક૦**—ઠીક છે. અમઠો અમઠો ફકડ નહીં કરતો હોઉં. મને પડદાને ઉંધું ચીડું સમજાવી ડાજા પાસે કેવડાવ્યુ કે ગુમાનસીંગે માડા કાકાની છોકડીની લાજ લીઢી આડી રાજાએ ગુમાનસીંગને ઘોરો ઘરો થબકો ડીઢો હશે, ગુમાનસીંગને રીસ ચડચાથી ડાજા ટથા પડદાનને હુકેલી ડીઘા. મને પણ ઘોરી ઘણી બીક લાગી છે.

**શેઠા૦**—સ્વામીનાથ તમે બહુ ખોટું કર્યુ, પણ ભવિષ્ય ભૂલાવે છે. તેમાં ફેર પડે નહીં.

**નેપથ્યમાં**—સુખસેનજી તે દુષ્ટને પકડી લીયો.

**માણેક૦**—સાંભડયુ કપુડીયાની માડી માડવા આવ્યા. આડડડ! માડી મા એ માડી! એ કસદુળ! માડી મા કેમ કડુડે. (આમ બોલતાં ઉભો થવા જાય છે. જેથી કાચડી નીકળે છે.)

**શેઠા૦**—તમે અર્ધા ગાંડા જણાવ છો. કાચડી તો ખોંસો.

**માણેક૦**—એ માડી! કાચડી તો કાલ ખોંસીશ, આજટો સંટાડ.

**શેઠા૦**—સંતાડું પછી, કાચડી તો ખોંસી લ્યો.

**માણેક૦**—માડી મા કહું છું ટી સંટાડ. એ રાંડ સંટાડ. જીવટા હઈશ તો કાચડી તો ખોસવીજ છે.

**શેઠા૦**—ત્યારે આ પેટીમાં બેસો એટલે તાળું વાસી દઉ.

**માણેક૦**—(પેટીમાં બેસે છે.) હા ઉં બેઠો હવે માતાજી તાડુ દઈ ડે.

**શેઠા૦**—અકલતો છાંટો નથી. માતાજી કેહેવાય!

**માણેક૦**—લે બોલશે નઠી માતાજી તાડુ વાસીડે. તાળુ વાસે છે.)

**સુખસેન૦**—(પ્રવેશ કરીને.) માણેકચંદ શેઠ કયાં છે!

**શેઠા૦**—એતો કાલના કોણ જાણે કયાં ગયાછે? તેની ખબર નથી.

**સુખ૦**—બાઇ તમે ખોટું બોલો છો. તેનો સાદ અમે સાંભળ્યો છે. (એમ કહી ગોતવા મંડી જાય છે ગુમાનસિંહ પ્રવેશ કરે છે. અને માણેકચંદની પુરાએલ પેટી પછાડે છે.

**માણેક૦**—( પેટીમાંથી ) હડવે હડવે માડા બાપલા, હું એકલોજ બેથો છઉં. ( આથી સુખસેન તાળુ ભાંગી તેને બહાર કાઢી ગુમાનસિંહને સોંપે છે )

**ગુમાન૦**—અયે દુષ્ટ તેં બહુ બુરું કર્યું છે, માટે તેની શિક્ષા લે. ( એમ કહી બેત્રણ થપડ મારે છે ).

**માણેક૦**—એ માડા મેડબાન ઢીરે ઢીરે બહુ લાગે છે. જાડવો બહુ ઠઈ. હવેટો લાજ વડી ગઇ. સો વશારો નહીં ભુલું. ( આવું બોલવું ન સાંભળતાં ગુમાનસિંહ મારવા જાય છે. )

**શેઠા૦**—

## રાગ—લાવણી.

( ભરથરી બ્રાતા વિચારીને તમે કરો હું ઉપર કોપ—એ રાહ )

કરગરી કહું છું રાયજી મુજ અરજ ધરો ઉરમાંય;
દીલ રેહેમ ધરી, (બે વાર) કરો રક્ષા તેની રાય. કરગરી.

છે અપરાધી (બે વાર) મુજ નાથ ખરા શીરતાજ,
રેહેમ લાવી મુજ ઊપરે ને માફ કરો મહારાજ   કરગરી.
નથી વાંક જરી (બે વાર) મમ સ્વામી તણોરે લગાર,
વાંક બધો છે પ્રધાનનો જેણે ઠસાવ્યો અવળો વિચાર. કર.

**માણેક૦**—બડોબડ છે તેણેજ ભડમાવ્યા.

**શેઠા૦**—લાગું છું પાય (૨) તે ધરો દિલમાં આપ;
દીન ગણીને મુજને કરો ગુનો રેહેમથી માફ.   કર.

**ગુમાન૦**—બાઈ તમારા કરગરવાથી મને દયા આવે છે. એણે જે કૃત્ય કર્યું છે તેના બદલામાં તેનું માથું કાપવું જોઈએ. પણ તમારે ખાતર મેલી દઉં છું. (એમ કહી જાયછે.)

**માણેક૦**—( હાંફતો હાંફતો ) હાસ ! હાસ ! માડી તાડો મોટો પાડ માનું છું.

**શેઠા૦**—વિચારીને બોલો. માડી કેહેતાં શરમ થતી નથી.

**માણેક૦**—માડી નહીં ને રાંડ હવે ટો ઠીક ના. ( એમ કહી જાય છે ).

( બંને જાય છે ).

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—વન

**પાત્ર**—ખુની, કમળસેન, કાન્તા, પાછળથી રાક્ષસ.

**કમળ૦**—ભાઈ અમારા નશીબ અવળાં થયાં, નહીંતર અમારા પીતાજીનું મરણુ ને અમારી માતુશ્રીના

આવા હાલ કેમ થાય ? તારા પ્રત્યે અમારી એટલી વિનંતી કે તું અમારીપર રેહેમ લાવી છોડી દે.

મુ૦—તેમ કંઈ થશે નહીં. માર્યા વિના તો છુટકોજ નથી. તમારે છેલ્લી વેળા પરમ દયાળુ પરમેશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લ્યો.

**કમળ૦**—હા ! પરમેશ્વર ! ! ! અરે આ દુ:ખી બાળક પર રેહેમ લાવી અહીંથી છોડાવ, અરે ! તું પણ નગેરી કેમ થઈ બેઠો છે.

**કા૦**—ભાઈ કમળ, ધીરજ રાખો. માણસને મરવું તો એકજ વખત છે. જ્યારે આપણા પવિત્ર પિતાજી સ્વર્ગે ગયા, અને માતુશ્રીનું પણ તેમજ થયું. તો તેવી રીતે આપણે પણ તેમની સમક્ષ જઈએ. હવે જીવીને શું કરવું છો

**કમળ-કાંન્તા**--[ ધુંટણીએ પડીને ]

રાગ-

(જોતું ચાહે ખ્વારી સારી--એ રાહ.)

હાય અમારી થાય ખુવારી, વણ મોતે અહીં હરહર દેવ;
નમીયે તુજને ઉગાર અમને, કર ધર શીરપર હરહર દેવ.
થઈ લાચારી વારી વારી, નમીયે તુજને હરહર દેવ;
આળસ નજરે ન્હારે ચડરે, દાસ જાણી એ હરહર દેવ.

દયાળું તું ખરો, દુખો જઈયે હરો;
મયાળુ તું ખરો, સ્હાયતા કરો.
મન કામના પુરો, ન્હારે નીસરો;
દયા દિલે ધરો, કર સ્હાય હરહર દેવ.

કાં૦—ભાઈ હવે તેને સમજાવો તો ખરા. જો તે માને તો ભલા નહીંતર મરવું તો છેજ.

કમળ૦—[ખુની પ્રત્યે] ભાઈ હું તને કરગરીને કહું છું કે જો તું અમને બચાવ તો તારા અમે ઘણા આભારી થઈશું. વળી જીવતદાન આપવું એ મોટું પુન્ય છે, અને તેનો બદલો પરમેશ્વર તને આપશેજ આપશે.

ખુ૦—(સ્વગત) અહા ! ! આ બાળક કેવાં કરગરે છે। તેને માર્યાથી મારા હાથમાં શું આવવાનું છે ! માટે જીવતાંજ મેલું. (પ્રકાશ.) બાળકો તમે ડરો નહીં. તમારા મૃદુ ભાષણથી કરગરો છો, તેથી મારૂં દિલ બહુ રીબાય છે. તમે નક્કી સમજો, કે હું તમને મારનાર નથી. વિશેષમાં કેહેવાનું કે તમારે કોઈ દિવસ આ શેહેરમાં આવવું નહીં. કેમકે "ધરમ કરતાં ધાડ" એટલે મારૂં વચમાં મોત થાય તેમ ન કરવું. (જાય છે.)

કમળ૦—એમ હોય.

કાં૦—અહા પરમેશ્વરે મૂકાવ્યાં તો ખરાં ક્યાં રાજ્ય ને આ ટાણે આપણે ક્યાં છઇએ.

કમળ-કાન્તા—

### રાગ-ધનાશ્રી.

દીન બંધુ દીનાનાથ અનાથુ, કેવી ગતી હમારી;
ઓ ઇશ્વર અંતરજામી, દુખો પડે ભારી. દીનબંધુ.
માત તાતથી વિખુટાં કીધાં, વેઠવવા વન દુખ આંહીં;
જગપાલન પ્રભુ માયા તેં, કેમ ઉતારી. કેવી ગતી.

કોદી મેહેલથી પગ નથી દીધો, ન્હારે ઓ ગીરધારી;
દીન થઈને વીનતી કરીએ, આજ તમારી. કેવીગતી.

કા૦—બાઈ કમળ મધ્યાનનો સમય છે, જેથી તાપ ઘણો પડે છે. માટે સામા વૃક્ષો દેખાય છે, તેની નીચે આરામ લઈએ તો કેમ ?

કમળા૦—બહુ સારૂં બેન ચાલો. (ચાલતાં ચાલતાં કમળને ઠેસ વાગવાથી.) અરર ! પરમેશ્વરા ! ! ! વળી આ દુખમાં દુખ શું આવી પડયું !!! (એમ કહી પડી જાય છે.)

કા૦—કાં બાઈ શું થયું ! આમ કેમ પડી ગયા ! તમે બોલતા કેમ નથી ?

કમળા૦—બેન! કાન્તા મારા પગમાં ઠેસ બહુ વાગી તેથી બળતરા બહુ થાય છે, અરેરે ! ! ઓ દયાળુ પ્રભુ તારાં રંક બાળકોપર હવે તો રેહેમ નજર લાવ !! અરે !! સ્હાય કર ! ! !

કા૦—(લુગડાંનો કકડો પાસેના ઝરામાં બોળી તેનો પાટો બાંધતાં.) અરેરે !! અહીં અમારા કેવા હાલ થાય છે ! જે પગ પૃથ્વી ઉપર ભાગ્યે પડતો, હાય !! તેજ પગ કંટક અને પથ્થરના પ્રહાર ખમે છે ! ઓ દયાળુ પરમેશ્વર હવે તો હદ વળી, તું અમને આમને આમ કયાં સુધી રીબાવ્યા કરીશ? (કમળને) બાઈ કંઈ વેદના થંડી પડી કે!

કમળા૦—બેન આ નીકળતાં રૂધીર જોઈ મારૂં દીલ બહુ રીબાય છે, પણ પાટો બાંધવાથી કંઈ ઠીક છે. બેન એતો ઠીકજ. તમે રાતના સુતા નથી, માટે બે ઘડી આ·

રામ લીધો. (કાન્તા સુવે છે.) અહા !! પુરૂષો માથે તો પડતીજ આવે છે, પણ આ કીશોર વયની કોમળ બાળા જેને ફુલની તળાઈ માથે સુવું દોહેલું લાગતું તેજ બેન આજ પૃથ્વીપર ફુલને બદલે, કંટક, કંકર, અને ઘાસના છોડો માથે સુની છે. અહા ! ઈશ્વરની ગહન ગતી છે.

## રાગ–બનઝારો.

હાય દશા થઇ શી અમારી, પ્રભુ ગહન ગતી છે તમારી. ટેક

ક્યાં ત્રંબકસેન મુજ તાત, વળી કમળાક્ષી મુજ માત;
હણ્યા કાકાએ કરી કેર ભારી, પ્રભુ ગહન ગતી છે તમારી. હા.

બેન ભાઈને મારવા લાવ્યા, કૃપાળુ તેં ત્યાંથી બચાવ્યા;
હજુ થવું હશે દુખકારી, પ્રભુ ગહન ગતી છે તમારી હા.

વેદના બહુ પગમાં થાયે, જીવ નીકળી મારો જાયે;
ત્રાહે ત્રાહે દેવ મોરારી, પ્રભુ ગહન ગતી છે તમારી. હા.

લખ્યા વિધાત્રીએ લેખ, તેમાં થાયે કેમ મીન મેખ;
સહી રેહેવું હવે ધીર ધારી, પ્રભુ ગહન ગતી છે તમારી. હા.

ભૂખ પણ કડકડીને લાગી છે, માટે ચાલ બેન સુતી છે; તેટલામાં ફળફળાદી લઈ આવું (એમ કહી જાય છે.)

**રાક્ષસ**—(પ્રવેશ કરે છે, ને કાંન્તાને જોઈ.) અહા ! પરમેશ્વર સૌનો બેલી છે. મારા મનમાં જે ચીંતવન હતું, તે વિના મેહેનતેજ મળ્યું. આજે મારી માનતા સફળ થઇ. આનો વધ કરી દેવીને ભોગ ચડાવીશ, ત્યારે દેવી મારા પર વધારે પ્રસન થશે. વાહ વાહ ! ! કામ તો ઠીક થયું. ચાલ ઉપાડી જાઉં. (એમ કહી કાન્તાને ઉપાડી જાય છે.)

## અંક ૧ લો સમાપ્ત.

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કુલવતી-શત્રુજીતની કચેરી.

**પાત્ર**—શત્રુજીત, પ્રધાન, સૈન્યાધીપતી, ચોબદાસ, કંચનીઓ, અને પાછળથી ત્રંબાવતીથી આવેલો હજુરી.

**ચોપદાર**—ગૌબ્રાહ્મણ પ્રતીપાળ માહારાજા ધીરાજ શત્રુજીત મહારાજને ઘણી ખમા. ( પ્રધાનજી અને સૈન્યાધીપતી વિગેરે રાજ્યમંડળની સલામ લઈ રાજા સિંહાસન પર બેસે છે. )

**કંચની**—

રાગ-કેરબો-પીલુનો.

રહો રહો અવીચળ આપ નામદાર (બેવાર).
જશ બહુ જામ્યો દેશવિદેશે, કરે છે જેનો ગુણગાન રહો રહો.
કીર્તી ગાયે હોંશે કંચનીયો, મુજરો લેજો આપ માન. રહોરહો

**શત્રુજીત**—પ્રધાનજી કંચનીયોને નિત્યના નિયમ પ્રમાણે ઈનામ આપી વિદાય કરો.

**પ્રધાન૦**—બહુ સારૂં મહારાજ ( ઇનામ આપી રવાના કરે છે.)

**ચોબા૦**—મહારાજા ધીરાજ બાહેરે કોઈ માણુસ આવ્યો છે. ને આપને મળવાની આશા રાખે છે. હજુરનો હુકમ હોય, તો અંદર દાખલ કરૂં.

**શત્રુ૦**—ખુશીથી આવવા દીઓ. ( ચોબદાર આવેલ માણુસને દાખલ કરે છે. )

હજુ૦—( પ્રવેશ કરીને ) માહારાજા વંદન કરૂંછું.

શત્રુ૦—તમે કોણ છો! ક્યાંથી આવોછો! અને શું અભિલાશા રાખો છો!

હજુ૦—મહારાજા ધિરાજ હું ત્રંબાવતીના મહારાજા ત્રંબકસેનનો હજુરીછું. ત્યાંના ખબર આપને દેવા આવ્યોછું, જે મહારાજા ત્રંબકસેનને તેના પીત્રાઈ ભાઇ ગુમાનસિંહે રાજ્ય લોભથી તેને મારી અને આપની બેનને પોતાને સ્વાધિન થવા ઘણું સમજાવ્યું; પણ તે પતીવ્રતા સ્ત્રીએ કંઈ કાન દીધો નહીં, ત્યારે તેના પુત્ર પુત્રીને ખુની સાથે વનમાં મારવા મોકલ્યા. આવું જોઈ બાઈ સાહેબે મેહેલની બારીએથી પડી પ્રાણ ત્યાગ કર્યો. આટલું કરતાં, તે દુષ્ટે પ્રધાનજીને પણ મારી નાંખ્યા.

શત્રુ૦—( ક્રોધથી ) કાંઈ ફીકર નહીં. જ્યાંસુધી ખોળીયામાં પ્રાણ છે, એટલે હાલવા ચાલવાની શક્તિ છે; અર્થાત જ્યાંસુધી નસોમાં લોહીનું હાલવું થાય છે, ત્યાં સુધી તે દુષ્ટને જીવતો રહેવા નહીં દેઉં. હાય! જેષ્ટ ભ્રાતુના ખુન કરનાર હવે જાગૃત રેહેજે. અરે! મેદાનમાં આવજે. હું તને યુદ્ધ કરતાં શીખવીશ, અરે! લડાઈ કરીશ, અને તારા દિલમાં છાપ બેસાડીશ; જે આ શુદ્ધ ક્ષત્રી બચ્ચો મળ્યો હતો. શું ક્ષત્રી બળ નાશ પામ્યું છે? નહીં નહીં.

**રાગ–પીલુનો–કેરબો.**

ધીક ધીક ક્ષત્રીને એહ.
ક્ષત્રી બળશું હીણુ થયું રે. ટેક.

જેઇ ભ્રાતુ માર્યો જેહ. ક્ષત્રી૦
નિશ્ચે વૈર હું તેનું લઉં ક્ષત્રી.
પાપી શિક્ષા તુજને દઉં. ક્ષત્રી.
હવે જલદી લઉ હું ઇલાજ; ક્ષત્રી.
દુષ્ટ ઉતારૂં તાહરો તાજ. ક્ષત્રી.
ગણે ક્ષત્રી બચ્ચાને નાર; ક્ષત્રી.
મુર્ખ દિલમાં એમ ન ધાર. ક્ષત્રી.

મારાં બેન બનેવી તથા તેના પુત્ર પુત્રીના તેં જે હાલ કર્યા છે. તેનો બદલો લઈશ; ત્યારેજ હું શુદ્ધ રજપુતાણીના ઉદરનો, નહીંતર નીચ તુખમનો સમજવો.

રાગ—

સૈન્યા૦—(ઉઠીને) (સત્ય વૃત ક્ષણમાં ચુકાવું-એ રાહ.)

એનો ગર્વ ઘણેરો ઉતારૂં હું,
ઉતારૂં, ઉતારૂં, ઉતારૂં હું; એનો.
વરધી આપો મુજને મહારાજા,
આપ ચરણમાં નમાવું હું. એનો.
ખરરર ખરરર ખડગ ચલાવી,
હલાવું તેહનો મકદૂર શું; એનો.
સરરર શર શમશેર સજીને,
હાય મુવો, હાય મુવો, વદાવું હું;એનો.

શત્રુ૦—મારા બહાદૂર સૈન્યાધિપતી તમારાં અમે શૂર વચનો જોઈ મારૂં મન ઘણું પ્રફુલીત થાય છે. તમે લશ્કરની તૈયારી કરો, તેટલામાં હું રાણી વાસમાં થઈ

આવુંછું. [જાય છે.]

**ચોબ૦**—કચેરી બરખાસ્તપેં નીધા રખીએ મેહેરબાન.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—જંગલ.

**કમળ૦**—(પ્રવેશ કરીને.) અરરર !! આ શો ગજબ !!! હું આ શું દેખુંછું ? શું મારી નજરે દેખુંછું ? આ સ્વપ્નું તો નહીં હોય ? ( આંગળી કરડે છે. ) નહીં નહીં જાગૃત છું. હાય મારી પ્યારી બેનને અહીંયાથી કોણ ઉપાડી ગયું ! અરે ! પણ મારામાંજ ભૂલ.

**રાગ–ભેરવીની ગઝલ.**

પ્યારી બેન એકલી, છોડીને હું વને ગયો;
હરણ કીધું કોઈએ, હાય હું દુખી થયો. પ્યારી.
વ્હાલી માત તાહરૂં, થયુંજ શું હશે તહીં;
બેન તેં દીધો દગો, જવું હવે મુને કહીં. પ્યારી.
પ્રાણદાતા ઈશ્વરા, જુલમ આતે શું કર્યો;
ખોરાક માટ જ્યાં ગયો, ખોઈ બેન હું રહ્યો. પ્યારી.

અહા ! પ્રભુ દુખોપર દુખોજ આપે છે ! અરે! હવે આ દુખી બાળકપર રેહેમ લાવ ! અરે ! મારા દુખનો અંત લાવ. હાય ! આ અઘોર વનમાં બેન જેવી બેન ખોઈ !! (રૂદન કરે છે.) હા ! હું તેની ખબર લીધા સિવાય આમને આમ કયાં જઈશ ? જો તેની ભાળ નહીં

કાઢું તો મારા જેવો બીજો કોણ કૃતઘ્ની ! માટે ચાલ જીવ, આમ કર્યે કાંઈ વળવાનું નથી, પાસેના ગામમાં તલાસ કરૂં. (એમ કહી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–ચંદ્રાવતી નગરી. રાજમેહેલ.

**પાત્ર**—ચંદ્રાવંતી, સુકીર્તી પાછળથી કમળસેન, ચંદ્રસેન, સૈન્યાધિપતી, સિપાઈ વિગેરે.

**ચંદ્રા**—પ્રીય સખી આજકાલ મારૂં મન ઘણું વીહ્વળ રહે છે, કારણ કે મારી તેર વરસની ઉમર થઈ, તેમાં પિતાજીએ મારૂં વેવીશાળ ક્યાંય કર્યું નહીં. એ પરમ દયાળુ પરમેશ્વર મારા હૃદયમાં કામાગ્નિથીજ પજ્વલિત થએલ અગ્નિને શાંતિ આપવાને તેં કોને નીરધાર્યો છે ? મને નીશ દિન કંઈ ચેન પડતું નથી. મારૂં યોવન ઉનાળાના વખતમાં પ્રફુલિત થએલ ગુલાબના ફુલની બરોબરી કરી શકે છે.

**રાગ—**

(તેરો મદન જો ગોપાલ—એ રાહ.)

અંગ બ્યાપ્ત છે અનંગ સંગ મળી કામ બાણ સખી મારે મુનેરે.
ઉમર એવડી મોટી થઈ, વૃથા મારી તો ગઈ;
તાત દિલ ધારે નહીં, કરવું શું સખીરી. અંગ.
ઝર ઝર ઝર અગ્નિ લાગે, ચરર ચીત્ત દાઝે;
દેહ મુજ સંકોચાઈ, પ્રીત વારી માગે. અંગ.

### રાગ—દેશ.

સુકી૦—પ્યારી બાઈ ન થાઓ ઉદાસ ધીરજ મન ધારીએરે. ટેક.
ચીંતવન પ્રભુનું રાખો મનમાં, વિરહ અગ્નિ બુઝાએ તનમાં;
ધારી પ્રભુનું ધ્યાન વાત વિસારીએરે પ્યારી.
સ્વામી આપને સુંદર મળશે, જેથી દુઃખ હૃદયનું ટળશે;
હીણપત કુળને લાગે એ વિચારીએરે. પ્યારી૦

ચંદ્રા૦—દાસી તું કહે છે તે ખરી વાત પણ પિતાજીને વિચારવું જોઈએ.

સુકી૦—બાઈસાહેબ એમજ ચાલે. દુખના બે દાહાડા ખાટા મોળા, કાઢવા, એમાં શ્રેય છે.

કમળ૦—( મેહેલ આગળ પ્રવેશ કરીને ) અરે નિરંજન નિરાકાર અદ્વૈત પ્રભુ તારી ગહન ગતિ છે. આખું ગામ ફરી વળ્યો, પણ કયાંય બેનનો પત્તો મળ્યોજ નહીં. હા દૈવ તેં આ શું કરવા ધાર્યું છે? હવે આ દુઃખ રૂપી અગ્નિમાં સુખરૂપી પાણી છાંટી શાન્ત કર.

ચંદ્રા૦—( અફશોસનાં વાકય કાને પડવાથી કમળ સેન તરફ જોતાં મોહીત થાય છે. )

### રાગ.

( મારા સ્વામી મારાથી છોટા–એ રાહ. )
જોજો દાસી કુંવર, સુશોભિત આ,
લગ્નિ મુને લાગી તેની તનમાં.
જાણે હોયે કામ તણો અવતાર,
બાળેવેશ દીસે છે રાજકુમાર.

તેડવાને જા તું જલદી એને,
ગૃહી હાથ લાવ અહીંઆં તેને.

દાસી તે જતો રહેશે તો મારો પ્રાણ મુક્ત કરીશ.

સુકી૦—જેવી આજ્ઞા બાઇસાહેબ.

ચંદ્રા૦—તારે આટલું નક્કી યાદ રાખવાનું છે, કે જેમ સોયને લોહચુંબક ખેંચી લેછે તેમ મારૂં મન તેણે ખેંચી લીધું છે. માટે.

( મને ઉઠાવના તું જઈને લાવ—એ રાહ. )

દાસી વેહેલી વેહેલી તું તેડી લાવ.
જલદી તેડી લાવ, તેડીલાવ, તેડીલાવ. દાસી વેહેલી૦
દિલમાં થાવું હુલાસ, લાવે મારી પાસ;
થઈશ બહુ નિરાશ ભાગે આસપાસ;
કરી સાન, દેજે માન, ગુલતાન, જાન બોલાવી લાવ. દાસી.

સુકી૦—બાઈ એમાં આપને કેહેવું નહીં પડે. (જાય છે અને તેડી લાવે છે. )

ચંદ્રા૦—( ઉઠીને એકદમ મળી પડે છે. હાથ જોડી) મહારાજા આપની યોગ્ય મેં કોઇપણ પુરૂષ આ પૃથ્વીમાં જોઓજ નથી. આપનો પ્રીતિરૂપી તંતુ કામનીઓના હૃદયને બાંધવાને માટે પુરતો શક્તિવાન છે. પરંતુ આપનો અમુલ્ય દેહ કિંકરીને સમરપી કૃતાર્થ કરશો.

વિશેષમાં વિનંતિ એટલીજ કે આપનો ચેહેરો ઘણો ઉદાસ જોઉંછું, તેથી એમ ધારૂંછું, કે આપ ઘણા દુ:ખી છો, વળી મુખારવિંદ એવું પણ દર્શાવી આપે છે કે આ

પ કોઈ રાજવંશી છો; છત્તાં આવી બાલ્યાવસ્થામાં પ્રદેશમાં કેમ ભ્રમણ કરો છો. તે વાત આપની દાસીની અરજખ્યા-નમાં લઈ કેહેશો! એવી આશા રાખુંછું.

**કમળ૦**—હે ચંદ્ર સરખા મુખવાળી મનનું હરણ કરનારી સ્ત્રી હું ત્રંબાવતી નગરીના મહારાજા ત્રંબકસેન-નો પુત્રછું. મારા કાકાએ રાજ્ય લોભથી મારા પિતાજીને મારી, મારી માતુશ્રીને પોતાને સ્વાધીન કરવા દૂઃખ દેવા લાગ્યો. પણ તે દુષ્ટને તાબે થવા હાં પાડીજ નહીં, જેથી મને અને મારી બેનને ખુન્નીની સાથે વનમાં મારી નાંખ વાને મોકલ્યાં, પણ તે રેહેમ દિલવાળાએ અમને જીવતાં મુકી દીધાં ત્યારપછી મારી બેન સુતી હતી તેવામાં મને ક્ષુધા લાગવાથી ફળ લેવા ગયો, પાછો આવીને જોઉંછું તો તેને કયાંય દીઠીજ નહીં ત્યારે તેની શોધ કરતો કરતો હું આ ગામમાં આવી ચડયો, પણ તેની ભાળ કયાંય લાગી નહીં.

**ચંદ્રા૦**—મહારાજા એ સર્વ દુઃખનું વિસર્જન કરો, અને મને આપની અર્ધાંગ્ના કરી આ સ્થાનકે રહો.

**કમળ૦**—પ્રિયા મેં ઘણા ગાઉનો પંથ કર્યાથી મા-રા પગ થાકી ગયા છે, અને ઉંઘ પણ બહુજ આવે છે.

**ચંદ્રા૦**—ત્યારે પ્રાણનાથ આ પલંગ ઉપર પધારો એટલે કિંકરી આપના ચર્ણની સેવા કરવા પ્રવર્ત્ત થાય. એમ કહી પલંગ ઉપર સુવડાવે છે, અને ચંદ્રાવંતી ચરણ દાબે છે, જેથી કમળસેન નિદ્રાવશ થાય છે. ઘણા વખત

પછી પોતે પણ સુઈ જાય છે.)

**ચંદ્રા૦**—(દાખલ થઇ.) અહા! આં શે ગજબ અરે આ હું શું દેખું છું આવું જોઇ.--

**[લાગી છે પૂરીઆથી લાહ્ય.—એ રાહ.]**

જોઈ આવું થાયે મુને લાહ્ય, હાય મનમાં મારા
નજરે જોઉં હું કૃત્ય આ કેવું, દ્રષ્ટીથી દેખું અનુચીત્ત જેવું,
રોમાવળી ઉભી થાય હાય, મનમાં મારા. જોઈ આવું.
પુત્રીની સોડમાં સૂતોછે પાપી, બીક નથી ઉરમાંહી અઘાપી;
લાગી છે ચિરાક અંગમાંય, હાય, મનમાં મારા. જોઇ આવું.
અનુચીત પગલું એણે રે દીધું, હદમ મિલાલી માફ્જ કીધું;
તનના કરૂં કટકાય, હાય, મનમાં મારા. જોઈ આવું.

(એમ કહી તલવાર કાઢી મારે છે, પણ તે બંનેને ન લાગતાં પલંગપર લાગે છે; જેથી પલંગ ભાગી જતા બંન્ને જાગૃત થઈ જાય છે. ત્યારે બંનેની ગરદન ઝાલી કમળસેનને.

**રાગ પીલુ—તાલ કેરબો,**

(હજી ક્ષત્રી લોહી વયુ માંહી—એ રાહ.)

અરે નિચ દુષ્ટ વ્યભિચાર,
હુકમે કેના અહીં આવ્યો રે. ટેક.
કીધો નહિ તેં દીલ વિચાર. હુકમે.
મુજ પુત્રિ કેરે અ—વાસ, હુકમે.
હવે બચવાની નહિ આશ. હુકમે.
લઉં લઉં તારો હું પ્રાણ, હુકમે.

દઉં દઉં શિક્ષા નિરવાણુ. હુકમે.
બોલ મુખથી તું રહે છે કયાંહી, હુકમે.
તેડયો તુજને કોણે આંહીં હુકમે.

સિપાઇ—આ લંપટ અને વ્યભિચારી માણુસનો પગ ઝાલી મેહેલની બારીએથી ફેંકી પ્રાણુ લ્યો. અરે તેનો જાન લ્યો.

સિપાઇ—જેવી નૃપેંદ્રની આજ્ઞા.

ચંદ્રા૦—(ગળગળીત થઈ) અરેરે ! પિતાજી મુખત્યાર છો, પણુ મારી અરજ નિગાહમાંલઈ પછી.સજા કરશો.

ચંદ્ર૦—ઓ દુષ્ટ બાળા, અરે ! કુળને લાંછન લગાડનારી; બોલ શું છે ?

ચંદ્રા૦—

રાગ-રામગ્રી.

(સહિયર દુઃખ શું દાખવું—એ રાહ.)

ક્ષમા કરોને તાતજી, હું છું અજ્ઞાની બાળ;
તેઓ મેં એનેરે આપથી, કરવા વેવિશાળ. ક્ષમા.
મેહેલ નીચે એ ઉભા હતા, લમણે દઇને હાથ;
દ્રષ્ટિ પડી ત્યાં માહેરી, તેઓ દાસીની સાથ. ક્ષમા.
વાંક નથી જરા એહેનો, છઉં અપરાધી હું;
શાને મારો તેહને, વાંક તેનો છે શું. ક્ષમા.
પ્રાણુ બંધાણો એહથી, સાચું કહું છું આપ;
ચૂક જે થઈ છે મુજથી, કરો રેહેમે માફ. ક્ષમા.

ચંદ્ર૦—(સ્વગત) જ્યારે કોરી ખોટી, ત્યારે પારેખનો શો વાંક? આ બાળકને પૂછી તો જોઉં કે તેની જાત

કોણ છે? (પ્રકાશ) અયે ચોર માણસ તું કોણ છે? અને અહીં કેવી રીતે આવ્યો? તે જલદી બોલ?

**કમળ૦**— (રાગ—

(તમે જે મોજ માણી, ધન્ય કેવાણી—એ રાહ.)

છઉં દુખીઓ ભારી, ઘોને ઉગારી, દિલ વિચારી, રે રહેમવાન છઉં.

માત તાત સ્વર્ગે ગયાં, હણ્યાં કાકાએ હાથ;

બેન ભાઇને મારવા, મેલ્યાં ખુનીની સાથ;

તે થયો દયાળી, દીમાં ઉગારી, દુખીયાં ધારી, રે રહેમવાન. છઉં.

વનમાં દુઃખ પામ્યાં ઘણું, અમે બેન ને ભાઈ;

સૂતી મેલી એકલી, ફળ લેવા ગયો વનમાંઈ;

આવી જોઉં જ્યાંહી, ન મળે ક્યાંહી, વનની માંહી, રે રહેમવાન, છઉં.

પ્યારી બેનને ઢુંઢતો, ઉભો હતો હું આંહી;

દાસી આવી તેડવા, ચાલો બોલાવે મારી બાઈ;

કહી હસ્તજ ગૃહી, સાથેજ લઈ, આણીયો અહીં, રે રહેમવાન. છઉં.

એવી હકીકત માહરી, સઘળું બનીયું આમ;

ત્રંબકસેનનો પુત્ર છું, છે ત્રંબાવતી મુજ ગામ;

ચાહે તો તમે મારો, ચાહે ઉગારો, દાસ તમારો, રે રહેમવાન. છઉં

**ચંદ્ર૦**—(ત્રબકસેનનું નામ સાંભળીને તેને બાથમાં ઘાલી લે છે) મારાં ધન્ય ભાગ્ય કે મહારાજા ત્રંબકસેનના પુત્ર મારા જામાત્ર થયા. (કમળસેનનો હાથ પકડીને) મારાથી ક્રુર વાક્ય બોલાણું છે, તે માફ કરશો.

**કમળ૦**—મહારાજા તેમાં આપનો દોષ નથી પણ મારાં નશીબનોજ વાંક.

**ચંદ્ર૦**—(સિપાઇને) તમે સૈન્યાધિપતીને બોલાવીલાવો.

**સિપાઇ**—બહુ સારૂં, મહારાજ [જાય છે અને બોલાવી લાવે છે.]

**સૈન્યધિપતી**—મહારાજા વંદન કરૂં છું.

**ચંદ્ર૦**—મારા બહાદુર સૈન્યાધિપતી મારી વહાલી પુત્રી ચંદ્રાવતી મહારાજા ત્રંબકસેનના પુત્ર કમળસેનને આપી છે અને આજથી મારા તમામ રાજ્યના માલેક તેજ છે. ઉપરાંત તમને તેડાવવાનું મુખ્ય કારણ એટલુંજ કે માહારાજા ત્રંબકસેનને તેના પિત્રાઈ ભાઈ ગુમાનસિંહે રાજ્ય લોભથી મારી નાંખ્યા છે તો તેનું વૈર લેવાને કમળસેનને સાથે લઈ તમામ સૈન્ય તૈયાર કરી એકદમ ત્રંબાવતી કુચ કરી, તે પાપીને મારી; તેનું રાજ્ય સ્વાધિન કરો.

**સૈન્યા૦**—જેવી નૃપેંદ્રની આજ્ઞા.

**ચંદ્ર૦**—આ વાતથી પ્રધાનજીને માહિતગાર કરવા, કારણ કે લગ્ન આજેજ કરવાનાં છે; તો લગ્નને જોઈતો સામાન તૈયાર કરાવે.

**સૈન્ય૦**—બહુ સારૂં મહારાજ. (એમ કહી કમળસેનને સાથે લઈ, જાય છે.)

**ચંદ્ર૦**—પ્યારી પુત્રી, મારી સાથે તમારી માતુશ્રી પાસે ચાલો. તેને પણ આ વાતથી જાણીતાં કરીએ.

**ચંદ્રા૦**—બહુ સારૂં પિતાજી. [બંને જાય છે.]

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જંગલ. રાક્ષસનું ઘર.

**પાત્ર**—કાન્તા, રાક્ષસ.

**કાન્તા**—અરે! નિરંજન, નિરાકાર, અદ્વૈત પ્રભુ, તારી ગહન ગતિ છે. અરે! હું કોની દીકરી અને ક્યાં આવી? હાય! મારૂં રાજ્ય ક્યાં? મારાં માબાપ ક્યાં? ભાઈ ક્યાં? અને હું ક્યાં છું.

## રાગ—આશાવરી—જોગીયો.

અહાહા ! ઇશ્વર આ સમે, હું પડી પાપી હાથ;
વિખુટાં મુજથી થયાં, પ્યારા ભાઈને માત. ટેક.
સુખ રૂપી વાદળાં, ઉડી ક્યાં ગયાં;
ગુમાનના જુલમ થકી, દુખી અમે થયાં. અહાહા.
ઓ માડી તારૂં શું થયું, થયું શું તારૂં ભાઈ;
દુષ્ટે તાતજ મારીયો, દુખી છઉં હું આંહી. અહાહા.
આવ્યું ન છેવટ દુઃખનું, મરવું થયુંજ શું;
શું નહિં નિહાળું કોઈ દી, મુખ ભ્રાત માતનું. અહાહા.

**રાક્ષસ**--[પ્રવેશ કરીને] અયે દુષ્ટ બાળા, ગડબડ શા માટે કરે છે? (વિચાર કરી) આ કુવાની અંદર ઉતર, એટલે તારી મેળેજ બોલતી બંધ થઈશ.

**કા૦**--હાયરે ! તેમાં મારાથી કેમ ઉતરાય.

**રા૦**—[હાથ ઝાલી] ઉતરે છે કે નહિં.

**કા૦**— **રાગ--દેશની ઠુમરી.**

નાખ ન કુપ મોઝાર. ટેક.
થડક થડક મોરા જીયરવા થડકે, કર દિલ સાથે કરાર. નાખ ન.
ઉંડા કુવામાં નાખ ન મુજને, રહેમ ન આવે દિલે કયમ તુજને.
હસ્ત જોડીને વિનંતી કરૂં છું, ભાઈ મુજને તું ઉગાર. નાખ ન.

ભાઈ આમ દુઃખ દેવાથી તારા હાથમાં શું આવવાનું છે? આ કરતાં મારો પ્રાણ લઈ લે, મારી રોમાવળ ખેંચી ખેંચી માર. પણ મને આ કુવાની અંદર નહિ ઉતાર. હું કરગરીને કહુંછું માટે મારી વિનંતી સ્વીકારી તારા દિલમાં રહેમ લાવ.

**રા૦**—તુંને મારવાનો વખત નજદીકજ છે, પણ તેટલી મુદત આ કુવામાં રેહ.

[એમ કહી ધકકો દઈ નાંખી દે છે.]

**કા૦**—(પડતાં પડતાં) હર હર શંકરા ! ! !

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—વનવાટ—શત્રુજીતનું સૈન્ય.

**પાત્ર**—શત્રુજીત, સૈન્યાધિપતિ, અને સિપાઈઓ વીગેરે.

**શત્રુ૦**—મારા બહાદુર સરદારો, આજે તમે ઘણા ગાઉનો પંથ કર્યો છે, અને રાત્રી પણ થઈ છે; માટે અહીંયાંજ રાત રહેવી એવો મારો વિચાર છે. સૈન્યાધિપતી તમારો શું વિચાર છે?

**સૈન્યા૦**—જેવી મહારાજની આજ્ઞા.

**શત્રુ૦**—ત્યારે અહીંઆંજ નિવાસ કરો. (સર્વ સૈન્ય પોતપોતાને કામે વળગી જાય છે.) સૈન્યાધિપતી આ રમણીક વનની અંદર તરેહ તરેહનાં પક્ષીઓ કેવા મધુર સ્વર કરી રહ્યાં છે? અહા લતાઓ તો પવનને લીધે સમુદ્ર જેવી ગર્જના કરી રહી છે; વળી ફુલ માથે ભમરાઓ તો ગુંજાર શબ્દ કરી રહ્યા છે; વાહ! પરમેશ્વરની કૃતિનો પાર નથી.

**સૈન્યા૦**—આપ કહો તે યથાર્થ છે. (સહાય! સહાય! એવો શબ્દ કાને પડવાથી.)

**શત્રુ**—સૈન્યાધિપતી! તમે અહીંઆં રહો, એટલામાં હું તપાસ કરી આવું કે તે ચીસ કોણે પાડી?

**સૈન્યા૦**—મહારાજ આપ અહીંઆં રહો તો!

**શત્રુ૦**—નહીં નહીં હું હમણાંજ આવું છું [એમ કહી તલવાર ઉઘાડી કરી એકદમ દોડી જાય છે.]

**અંક બિજો સમાપ્ત.**

---

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જંગલ—મ્લેચ્છ દેવીનું મંદીર.

**પાત્ર**—રાક્ષસ, કાન્તા, અને પાછળથી શત્રુજીત.

**રા૦**—ચંડાલણી, રાડો પાડવાથી તારી કોણ સહાય કરશે? તારા દેવનું સ્મરણ કરવું હોય તો કરી લે, કારણ કે આ તલવારથી તારૂં માથું કાપી, તારા રૂધીરથી માતાજીને તૃપ્ત કરવાનાં છે.

**કા૦**—(ઘુટણીએ પડી). રાગ.

[ખંતેથી નમી તને, અંતે વિનવીએ.-એ ઢબ.]
દયાવાન દેવ તને અંતે પ્રણમું છું,
સહાય દે સહાય, મરૂં છું હાય હાય હાય ટેક.
પાપી દયા હિન થયો, હણી કરી લઈ ગયો;
દુઃખ બહુ દઈ રહ્યો, મારૂં મારૂં કરી રહ્યો.
દિલ માંહી ગગરૂર, મારશે જરૂર ક્રુર,
ચિતવન કર્યે ઉર, મોક્ષ પામીશ જરૂર.
સહાય દે સહાય, મરૂં છું હાય, હાય, હાય.

**રા૦**—હવે બકવાદ છોડી આ માતાજીની સમક્ષ ઉભી રહે, જેથી તારૂં ભક્ષ કરવા તે તૈયાર થાય

**કા૦**—અરે! ભાઈ! જીવતાં માણસને મારવાથી દેવી રાજી નહીં થાય, માટે રેહેમ લાવી મને માર નહીં.

**રાગ.**

[મને ઉઠાવ ના તું જલ્દી લાવ-એ રાહ.]
મને માર નહીં તું, દયા ધર.
પાપી દયા ધર, દયા ધર, દયા ધર. મને.
લળી લળી લાગું પાય,

રા૦—તેમ નહીં કંઈ થાય;
કા૦—હાય હાય પ્રાણ જાય !
રા૦—કેમ ના તેમાં કેહેવાય;
કા૦—અરે અરે !
રા૦—કાંરે કાંરે?
કા૦—શાને મારે?
રા૦—ચુપ તૈયારી કર.
કા૦—મને માર નહીં તું. દયા ધર.
રા૦—એ દુષ્ટ બાળા તારી લવરી છોડી બોલતી બંધ
થા. (એમ કહી મંત્ર ભણે છે. )
કા૦—અરે ! વિના અપરાધે?
રા૦—(મંત્રમાં વિઘ્ન પડવાથી). ચુપ.
કા૦—મેં તારૂં શું ભુડું કર્યું છે?
રા૦—ચુપ, ચુપ.
કા૦—વિના કારણે?
રા૦—ચુપ, ચુપ, ચુપ.
કા૦—બિન ગુન્હે?
રા૦—એ હઠીલી બાળા મારૂં કહ્યું માનતી નથી?
આમ બોલી તરવાર મારવા જાય છે. એવામાં
વાંસેથી શત્રુજીત આવી રાક્ષસનું માથું ઉડાવી દેછે.
શત્રુ૦—એ કિશોર વયની કોમળ બાળા, તારા
આ પ્રમાણે કેમ હાલ થયા?

## રાગ—લાવણી.

કા૦—[મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી–એરાહ.]
હું કહું દુખની વાત, પીતાજી મારા;
દુખે દેખાડ્યા તાત, આભના તારા.
મુજ દુષ્ટ કાકાએ કર્યો, મહા ઉત્પાત;

સ્વ હસ્તે કરવા રાજ્ય, હણ્યા મમ તાત.
મુજ માતા માથે ક્રુરે, નજર બદ કીધી;
તે દુષ્ટ તણી તો વાત, કાન નવ દીધી.
મેલ્યા મારવા અમો બેન ભાઈ, ખુનીની સાથે;
ઉગાર્યો તેણે મેહેર કરી, અમ માથે.
શું થયું ભાઈ મુજ તણું, ગયો તે ક્યાંહી;
આ દુષ્ટ હરણ કરીને, લાવ્યો આંહી.
અહા મરતાં ત્રંબકસેન, નહીં સુખ શાન્તા;
ક્યાં કમળાક્ષી મુજ માત, કમળ ને કાન્તા.

**શત્રુ૦**–[બાથમાં લઈ.] અહા! મારી વ્હાલી પુત્રી તારા આ હાલ? અરે! પણ તે થવાનું કારણ માત્ર ગુમાનજ઼ ઓ! દુષ્ટ ગુમાન, તારા હૃદયમાં ઘણા દિવસનો ગુમાન ચડી ગયો છે: પણ આ કેશરીસિંહની તલવારથી પાંસરો દોર ન કરૂં તો મારૂં નામ શત્રુજીત નહીં સમજવો. પુત્રી મને તું ઓળખે છે?

**કા૦**—[શત્રુજીતનું નામ સાંભળી] કોણ! મામા શત્રુજીત! [આમ બોલી ભેટી પડે છે, અને આંખમાં આંસુ લાવી રડે છે.]

**શત્રુ૦**—પુત્રી, મા'રૂં સૈન્ય અહીંથી થોડું દૂર છે, માટે ચાલો ત્યાં જઇએ. [જાય છે.]

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–ત્રંબાવતી નગરી, ગુમાનસિંહની કચેરી.

**પાત્ર**—ગુમાનસિંહ, સુખસેન, દુખસેન, ચોપદાર, અને પાછળથી કમળસિંહનું માણસ.

**ગુ૦**—સુખસેનજી, કમળ કાન્તાને મારવાને જે સિપાઈને મોકલ્યો હતો, તે દુષ્ટે તેમને જીવતાં મુકી દી-

ધાં. ત્યાર પછી તેને ચંદ્રાવતીના મહારજાએ; પોતાની પુત્રી પરણાવી પોતાની રાજ્ય ગાદીએ બેસાડયો. આવું મારા સાંભળવામાં છે. તો હવે આપણે તેનાથી ચેતતાં રેહેવું જોઇએ.

સુ૦—બરોબર છે મહારાજા.

દુ૦—હાજતો. કેહેવત છે કે ચેત તો નર સદાય સુખી

**ચોબદાર૦**—(પ્રવેશ કરીને) મહારાજા ધીરજ બાહેર કોઇ માણસ કાગળ લઈ આવેલ છે.

ગુ૦—અંદર આવવા દીઓ. [સીપાઈ આવેલ માણસને દાખલ કરે છે. તે કાગળ આપી જાય છે.] [કાગળ વાંચ્યા બાદ] શું તું ક્ષત્રી ને મેં ચૂડી પેહેરી છે? હા! શું તું ગજરાજને હું દેડકું છું? શું તું રાજા અને હું રાંક છું? નહીં નહીં!! એમ સમજ નહીં, પણ જેમ દુર્યોધનને ભીમે. લંકાપતી રાવણને રામચંદ્રજીએ, શીશુપાળને શ્રી કૃસ્ણે, કામદેવને શીવે, શહસ્ત્રાર્જુનને ફરસુરામે અને ગુજરાતની લડાઈમાં ગુર્જરપતી ભોળાભીમને પૃથુરાજે જેર કર્યા; તેવી રીતે હું તુને કરીશ. હા ક્ષત્રીપણું બતાવીશ? જ્યારે તારા પિતાને મારી તારી માને દુઃખ દેતો હતો, ત્યારે તા'રૂં પરાક્રમ ક્યાં સુઈ ગયું હતું? પણ નહીં નહીં!!! બાપનું કુશળ પણું સ્વર્ગે પૂછવા જાવું એ પુત્રનું કામ છે ઠીક છો ત્યારે તું પણ જોઈ .લેજે, જે સિહને છેડી શિઆળ કેટલે દૂર નાશશે? અરે! વિષધરને છેડી દેડકું કેટલે દૂર નાશી જશે? મારા શૂરવીર સૈન્યાધિપતી સૈન્ય એકદમ સજ કરી તૈયાર થઈ રહો! એટલામાં હું લડાઈનો પોશાક પેહેરી અહીં આવુંછું. (જાય છે).

**સૈ૦**—બહુ સારૂં મહારાજ [સ્વગત] શું કમળસેન જીવતો છે? ઠીક થયું. હવે આ બ્યભીચારી અને જુલમી ગુમાનને ખબર પડશે જે કેટલી વિસે સો થાય છે?

[એમ બોલી જાય છે.]

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ત્રંબાવતી રણક્ષેત્ર.

પાત્ર—બંને સૈન્ય પાછળથી શત્રુજીત, પોતાના સૈન્ય સહીત દાખલ થાય છે.

[કમળસેનનું લશ્કર ગાતું ગાતું પ્રવેશ કરે છે]

### રાગ-ઈંગ્રેજી.

[ ચાલો ભાઈ ચાલો આજ—એ રાહ ]

**સૈન્ય**—દોડી દોડી ચાલો આજ, સજ કરી પોતાનો સાજ;
શત્રુઓને મારવા કાજ, કરશું લડાઈ આજને આજ. દોડી.

કo—સૈન્યપતી કહું વાત, સકળ સૈન્ય તમ સાથ;
ભીડવી શત્રુથી બાથ, વિજય કરવો આપણે હાથ. દોડી

**સૈન્યા**—મહારાજા કમળસેન રાય, ઈશ્વર કરશે આપણી સ્હાય;
ગુમાનને મારીશ જ્યાંય, શાંત દિલ ત્યારે થાય. દોડી.

કo—મારા બહાદૂર સરદારો, અને શૂરવીર સિપાઈયો, જુઓ આ ખરે ખરીનો ખેલ છે. માટે કોઇ પાછી પાની કરી ક્ષત્રી જાતને કલંક લગાડો નહીં? જે ના હિંમત કાયર પુરૂષ હોય, તેણે લડાઇ થતાં પેહેલાંજ જતાં રેહેવું. કારણ કે રોટલા માથે હાથ નથી મારવો, પણ ત્યાંતો મોટા સુભટો સાથે આખડવાનું છે. માટે જે કાયર હોય? તેણે હમણાંજ જતાં રેહેવું.

**સિપા**o—મહારાજા એવું વાકય કેમ બોલો છો? **જ્યાં સુધી ધડપર માથાં છે. ત્યાં સુધી,** પાછા હઠવાના **નથી નથી ને નથીજ. કદી માથાં** પડી ગયાં તોપણ ધડ **સલામત રેહેશે ત્યાં સુધી શત્રુઓનો પ્રાણ લેશું.**

કo—શાબાશ, મારા બહાદૂર સિપાઇયો શાબાશ. **(એટલામાં શત્રુનું સેન્ય પ્રવેશ કરે છે. અને બંને લશ્કર સામ સામા થઈ જાય છે.) ઓ વ્યભિચારીને જુલમી ગુ-**

માન. તું ઘણા દિવસ સુધી ત્રંબાવતીના રાજ્યસિંહાસન પર બેઠો, પણ હવે જમપુરીનો રસ્તો પકડી નર્ક સિંહાસન પર બેસવા તૈયાર થઈજા. હાય! જે હાથે મારા પિતાજીને માર્યા છે? તે હાથને થડમૂળમાંથી ઉખેડી નાંખું ત્યારેજ મારૂં નામ કમળસેન.

ગુ૦—ઓ લબાડી તે વખ્તે તારૂં પરાક્રમ ક્યાં સુઈ ગયું હતું? જે હવે પાન ખાઇને પદમશી થયો! તારા પણ તેવાજ હાલ કરૂં છું [એમ કહી સામ સામા તલવાર ઉપાડી લડે છે, સુખસેનજી કમળસેનનું માથું કાપવા જાય છે, તેવામાં શત્રુજીતે આવી સુખસેનજીનું માથું ઉડાવી દે છે. અને કમળસેન ગુમાનસિંહ તથા દુખસેનને મારે છે ]

ક૦—મામા બર વખ્તે આવી પહોંચ્યા, નહીંતર મારો પ્રાણ હમણાંજ જાત!

શ૦—ભાઈ મને આવવાને વખત લાગ્યો તેનું કારણ એ જે બેન કાન્તાને વનમાં રાક્ષસ મારતો હતો. તે દુષ્ટને મારી બેનને છોડાવી.

ક૦—હેં!!! બેન કાન્તા!!! અરે મારા જીવન હાર! મારી આંખોના તારા! ક્યાં છે? જલ્દી બતાવો.

શ૦—સૈન્યાધિપતી, હજુરી પાસે બેન કાન્તા છે તેને અહીં તેડી લાવો.

સૈ૦—બહુ સારૂં મહારાજ. [કાન્તાને તેડી લાવેછે. કમળ કાન્તા ભેટી પડે છે.]

ક૦—(ગળગળીત થઈ) પ્યારી બેન! મારા હૈયા ધારણ! તમે દુષ્ટના હાથમાં કેવી રીતે આવી ચડયાં?

કા૦— રાગ—

(અજબ બની છે પ્યારા ગજબ બની છે—એ રાહ.)

દુખો પડયા ભાઈ દુખો પડયા બહુ,
દુખની વાત, સૂણો ભ્રાત, વન માંય, લાગી લાય, હાય, હા-
ય, મારી, ઉપર.

મેલી તમે ગયા ક્યાંય, હતી નીંદ્રાની માંય;
ભયાનક વન માંય, રાક્ષસ આવીયો ત્યાંય.
લઈ ગયો મને તહીં, ગુફા એક ઘોર મહીં;
અચંબો પામી હું ગઈ, મુખ બોલી શકી નહીં.
મારતો હતો એ જ્યારે, આવી પહોંચ્યા મામા ત્યારે;
ચડયા ઝટ મારી વારે, નહીંતર થાત ભારે;
આવી કીધી સ્હાય હાય, દુખો પડયા ભાઈ દુખો પડયા બહુ.

ભાઈ તમે મને ઉંઘમાં મેલી ગયા પછી, તે દુષ્ટએ આવી મારૂં હરણ કર્યું. અને મને ઘણું દુખ દેવા લાગ્યો કાલ રોજ રાત્રી વખતે મને દેવીને ચડાવવા તલવાર ખેંચી મારતો હતો! તેવામાં મામાએ આવી તે પાપીને મારી, મને તેના દુખથી છોડાવી.

**ક૦— રાગ–ધનાશ્રીની ગઝલ.**

માનું તમારો આભાર, મામા મારા માનું તમારો આભાર;
સ્હાય કરી દુસ્મનને માર્યો, તેથી તાબેદાર. મામા.
પ્યારી બેનને મરતી બચાવી, મરતો બચ્યો હું આ વાર. મામા.
ઈશ્વર બદલો તેનો અપાવે, ઈચ્છું મન મુઝાર. મામા.

**શ૦—**ભાઈ એમાં આભાર કેવાનો? મેં મારી ફરજ બજાવી છે. હવે ચાલો ત્રંબાવતીના તખ્તપર આજનો દિવસ સારો છે, માટે તમારા પિતાજીની ગાદીપર બિરાજ માન થાઓ.

**ક૦—**વડીલની જેવી આજ્ઞા. (સર્વે જાય છે.]

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ત્રંબાવતી. રાજ્યદરબાર.

**પાત્ર**—ચોબદાર, કમળસેન, શત્રુજીત, કાન્તા, સિપાઈઓ. કંચનીઓ વિગેરે.

**ચોબ૦**—ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ મહારાજા ધિરાજ કમળસેન મહારાજાને ઘણી ખમા. (શત્રુજીત સાથે સિંહાસનપર બેસે છે.)

**શત્રુ૦**—આજે કમળ ભાઈ ગાદીએ બેઠા તેના હર્ષમાં સિપાઈ કંચનીયોને બોલાવી લાવો.

**સિપા૦**—બહુ સારૂં મહારાજ. (એમ કહી કંચનીયોને બોલાવી લાવે છે.)

### રાગ-ભેરવ-તાલ-કવાલી.

**કંચ૦**—[નમન કરીને.]

હર્ષિત દિન ભયો આજ સાજ મહારાજ તાજ શીર ધારે ટેક.
લંપટકે કપટ ઝપટ નહીં આયે, નામ પિતાકા ઉજારે હર્ષિત.
આબાદી સબ દેશકી કીની, મન મોહન રાજા પ્યારે. હર્ષિત.

**શત્રુ૦**—ચોબદાર, આ કંચનીઓને ખજાનચી પાસેથી એક હજાર શોના મહોર અપાવો.

**ચોબદાર**—બહુ સારૂં મહારાજ. (જાય છે.)

**સર્વપાત્રો**— રગ-કલ્યાણ.

(શ્રી જગતપતી, પ્રભુ આપ સંમતી-એ રાહ.)
ભરત વાસીયો, અહોજી સન્મતી,
ઉર વિષે ન રાખશોજ, કુરતા અતી. ટેક.
કેહેવત છે કે રાજાઓના, હોએ કાચા કાન;
ખરે ગુમાને તેમજ કીધું, દુષ્ટ મીત્રની શાન. ભરત.
ત્રંબકસેન મહારાજાને, પ્રધાન મળીયો દુષ્ટ;

જેથી મુવા પોતે ને સુત, નારી પામ્યા કષ્ટ. ભરત.
વાહ વાહ શૂરી ક્ષત્રાણી, ધન્ય તાહરો ટેક;
મરતાં સુધી સત જાળવ્યું, ધન્ય તાહરો નેક. ભરત.
વળી જુઓ બાળકની સામુ, વિપતી વખતે એહ;
ધૈર્ય ધરીને દુખ વણસાડયું, વનમાં તેણે જેહ. ભરત.
ગુણના ગ્રાહક દેશી મીત્રને, વિનતી મારી એમ;
દુખા વખતે ધૈર્ય ભાઈઓ, વિસારો છો કેમ. ભરત.
પ્રથમ પ્રયાસેલ પુસ્તક મારૂં, હશે ભૂલો બહુ સાફ;
ફલાન કહે ગુણ વકતા ગ્રાહક, કરશો ખુશીથી માફ ભરત.



# અગાઉથી આશ્રય આપનાર સાહેબોના મુબારક નામ.

૨૫ જેઠવા પુંજાજી ગોવાભાઈ પોરબંદર.
૧૦ મે. શેઠ જગનાદાસ ગીરધરદાસ
૫ જેશંકર આત્મારામ ગોવાળ
૨ શેઠ દેવચંદ વંદ્રાવન
૨ રા.રા. ગોવીંદજી ડાહ્યાભાઈ વ.
૨ શેઠ મગન ગાંગજી
૨ ઠકર જેરામ જાદવજી માઈફ્રેન્ડ
૨ સેઠ દેવીદાસ કહાનજી
૧ ઠ. રણછોડ ગાંગજી સ્ટેટ લાઇબ્રેરીયન
૧ શેઠ ઓધવજી પ્રેમજી મોહનજી
૧ રા. રા. વસનજી હીરજી વકીલ
૧ રા. રા. કરશનજી બાણજી સ્ટેટ ઈ. ઓ. પે. કારકુન
૧ રા. રા. દેવચંદ પરશોત્તમ સ્ટોર કારકુન
૧ રા. રા. જેશંકર ધનજી સ્ટેટ ઈ. ઓ. કારકુન
૧ શેઠ વસનજી મુળજી
૧ રા. રા. મંગળજી ઝીણા
૧ રા. રા. ગોવર્ધનદાસ નરભેરામ વકીલ.
૧ રા. રા. મોરારજી જાદવજી કસ્ટમ કારકુન

૧ શેઠ કાળીદાસ વસનજી
૧ શેઠ નારણજી લાધા
૧ ઠ. સુંદરજી જાદવજી મપારા
૧ શેઠ મુળજી ઉકા
૧ શેઠ હરીદાસ હીરજી
૧ શેઠ વિઠલજી પ્રાગજી
૧ શેઠ કાળીદાસ મનજી
૧ રા. પ્રાગજી ગોરધન ના. ગો. લાયબ્રેરીયન
૧ રા. રા. દેવચંદ રણછોડ મારતર
૧ રા. રા. રતનજી મોરારજી ,,
૧ શેઠ વિઠુલજી રણછોડ
૧ શેઠ રણછોડ રામજી
૧ સોની હીરજી હરગોવીંદ
૧ ખત્રી લાલજી અર્જુન
૧ લક્ષ્મીશંકર મોરારજી
૧ શા. ભગવાનજી હીરજી
૧ ઠ. મદનજી કેશવજી
૧ ઠ. માધવજી જીવન
૧ વીરજી કેવળ
૧ ભટ શીવશંકર નરોતમ
૧ રૂગનાથજી 'આત્મારામ પો. ના. કંપની મેનેજર
૧ ઠ. આનંદદાસ વિ. લીલાધર સંપત

૧ ઠ. દ્વારકાદાસ વી. લીલાધર સંપત
૧ રા. રા. રામજી દયાળજી
૧ દેવજી મુળજી માસ્તર
૧ સોની ગોરધન વશનજી
૧ ઠ. મોનજી જીવરાજ
૧ શેઠ ઝવેરચંદ લાલજી
૧ શેઠ ઝવેરચંદ ઈંદ્રજી
૧ ભાઈ લાલજી ભીમજી
૧ શેઠ કાનજી ઝીણા
૧ વીપ્ર મયાશંકર મોતીરામ
૧ કલ્યાણજી વનરાવન માસ્તર
૧ ઠ. પરમાણંદ ખીમજી
૧ મકનજી જીવરાજ મ્યુ. ક.
૧ જોશી વલ્લભદાસ પ્રેમજી
૧ શા હરીદાસ ભાણજી
૧ શેઠ મુરજી ખીમજી
૧ ઠ. ભગવાનદાસ પ્રાગજી
૧ શેઠ હેમચંદ દેવકરણ
૧ ખવાસ જેઠા ગોવીંદ
૧ શેઠ અભેચંદ ખુશાલચંદ
૧ શેઠ રીખબદાસ હીરાચંદ
૧ ઠ. લાધા વેલજી
૧ બાવા કહાનદાસ બાલકદાસ
૧ શા. કાનજી વેલજી
૧ સુંદરજી રતનજી
૧ રા. રા. દેવશંકર ન્યાલચંદ
૧ શેઠ નેમીદાસ ગોરધન
૧ શેઠ ગોવીંદજી તુલશીદાસ ગાંધી
૧ રા રા કામેશ્વર હરીશંકર
૧ શેઠ રતનજી ઉકા ગાંધી.
૧ શેઠ શેશકરણ પ્રાગજી
૧ શેઠ હરીદાસ લક્ષ્મીદાસ
૧ રા. રા. જાદવજી ઝુઝા માસ્તર
૧ શેઠ હીરાચંદ નેમીદાસ
૧ મંગ નથુ વશરામ
૧ રા. રા. છબીલદાસ ગવરીશંકર
૧ રા. રા. હેમતરામ ગંગળજી
૧ શેઠ હેમચદ કરશનજી
૧ શેઠ લાલજી જમજીવન
૧ પોકરણ મુરારજી પ્રાગજી
૧ ખવાસ ગોવીં કુંભા
૧ રા.રા. આણંદરાય કલ્યાણરાય
૧ ઠકર કલ્યાણજી દામજી

**અડવાણા.**

૧ જોશી જેરામ વી. કાનજી મા. કારકુન.
૧ ઠ. ડુંગરશી મુળજી

**છાંયા.**

૧ રા. રા. મકનજી ભોજા
૧ જોશી ઝીણા રગનાથ
૧ શેઠ હરજી દામજી

**ખાભોદર.**

૧ રા. રા. કરશનજી વશરામ ટપાદાર.

**બીરસરા.**

૧ વીપ્ર દેવકૃષ્ન મુળજી

**મુંદ્રા.**

૧ રા. રા. ઝવેરચંદ રાઘવજી ટપાદાર.

૧ દામોદર લીલાધર

**નવીબંદર.**

૧ રા. રા. પરશોત્તમ પ્રાગજી મામલતદાર ઓ. કારકુન

૧ રા.રા.જટાશંકર પીતાંબર ક કા

**જામનગર.**

૧ સોની હંસરાજ દલા

૧ સોની ત્રીભોવન ખેતસી

**પ્રભાસપાટણ.**

૧ રા. રા. મણીશંકર જગજીવન સ. ગુ. નિ. માસ્તર

**દમણ.**

૧ રામશંકર સદાશીવ

**ખીરસરા રાજકોટ પાસે.**

૨ પાટવી કુમાર શ્રી બાલસિંહજી

**કુતીઆણા.**

૧ સોની પરશોતમ સુંદરજી

૧ મુળચંદ પરમાણંદ

**અમરાપુર શેતાનું**

૪ રા. રા. શંકરલાલ અનોપરામ કામદાર

૨ રા. રા. વજેશંકર વિ. ડાહ્યાભાઈ

**મુંબઈ.**

૫ શેઠ વસનજી પરમાનંદ ચાહવાળા

૧ ત્રીકમજી ઓધવજી

૧ હીરજી પ્રભાશંકર

૨ રા. રા. ખીમજી ગાંગજી

**દેવગડબારીયા.**

૧ રા. રા. ચંદુલાલ લાલચંદ



---

# જાહેર ખબર.

## ગ્રાહકોને નમ્ર વિનંતી.

સાહેબો, આ પુસ્તકને ઢીલ થવાનાં કેટલાંક ગુપ્ત કારણો આડાં આવવાથી જરા મોડી છપાણીછે તે માફ કરશો.

સદરહુ ગુપ્ત કારણો દુર કરવાને મેહેરબાન શેઠ ચત્રભુજ દેવકણે જે મદદ કરી છે તેને માટે આ પ્રસંગે તે સાહેબનો અંતઃકરણથી મોટો આભાર માનુ છું.